# મુફત નવાલો—

## સેહેતાનનો હવાલો.

### (ઇંગ્રેજી સંસારની વારતા.)

લખનાર—મી. બહમનજી ન૦ કાબરાજી.

પ્રગટ કરનાર, મી૦ દીનશા એ. કરકરયા તે ઢોંગ-સોંગ ચોપાનીયાના માલેક અને અધિપતી; ઢોંગ-સોંગ વાર્તા માળા નંબર વન, ટુ, અને થ્રી, વીસ લાખનો વારસો, લફંગો લવજી, સમરકંદનો શાહજાદો, ઓરત, જુવપર જોશાવરી, ભાઈ કે કસાઈ, ઘડી ચપકો, પીકચરો સાચની પાક ખોરદેહ અવસ્તા, મુશકીલ આશાન, હકદારનો હક, બાજધરણુમાં અવસ્તા, એક પથ્થરના પ્રતાપ, મુરતીની આંખનો હીરો, દુન્યા કે દોજખ, ગંધાતોગુલાબ, શીરીનની કાંહણી, સફેદ ઠગ, બેદીલ કે બેવફા, મા-સગી કે સાવકી, મનોરમા, શેર સોદા યાને શેરબજાર વિગેરેના પ્રગટ કર્તા.




આ વાર્તાની ચોપડી મી૦ બહમનજી નવરોજી કાબરાજીએ ફ્રીયર રોડ કોટ મુંબઇથી લખી છે, અને મી૦ દીનશા એદલજી કરકરયાએ ૨૬૭ ગ્રાંટરોડ મુંબઈ, પોતાના "માણેક પ્રીન્ટીંગ પ્રેસ"માં છાપી છે અને ત્યાંથીજ પોતાને માટે પ્રગટ કીધી છે.

કીંમત રૂ. ૨.

પ્લીઝ! એક નાહની મુલાકાત આપશો?

સ્થાપી ૧૮૮૮




૨૧, એક સ્ટ્રીટ, મુંબઈ.

# ગુલામઅલી ગુલામહુશેન,

તમુને પુરતો સંતોષ આપશે.

ટેલીગ્રાફીક

તમારાં ઘરો, વાડી, વણ્ફા, બંગલાઓ, આરીસો વિગેરે માટે આજે તો પેહેલાં ટાઇલ અને મારબલની જરૂર પડે છે

એડરેસ 'ઇમામી'

☞ મુંબઇમાં આ એકજ ફર્મ છે.

# હમારૂં ૨૫ મું પુસ્તક!



પુસ્તકો પ્રગટ કરવાનું શુભ કામ હાથ ધર્યા પછી આજે પચીસ પુસ્તકોની એક નાહની જેવી લાયબ્રેરી ધરેખર શોભાવવા સાથે, જ્ઞાન અને ગમત આપવા હું ભાગ્યશાળી થયો છું એ મારી ખુશ નશીબી છે. પચીસ પુસ્તકો! અને તેબી વળી આપણા સારામાં સારા પારસી લેખકોનું એક મઝાનું જેવું સંગ્રહસ્થાન મારા હાથે છપાયું બંધાયુ ને પ્રગટ થયું એ કાંઇ થોડી ખુશાલીની વાત નથી. પેહલી સખાવત અને બીજું સાહીત્ય કે જેનો ભંડાર ભરેલો આજેજ નહી પણ હમારી પાંચ પેહડી પછીબી સચવાયલો ને જળવાયલો રહેશે. આ સાહીત્યનો ખજાનો હમારો પોતાનો નથી હમોએ તો એને એકઠો કરી સાચવેલો છે. સંભાળેલો છે અને ઇનસાન જાતના ફાયદાને માટે તેઓને સપુરદ કીધેલો છે.

આ વાર્તા મારા ખાસ હેનાળુ ભાઇ કરતાં પણ આલે, ભાઇ બહમનજી ન. કાબરાજીને હાથે લખાયલી વાર્તા છે. વાર્તા ઘણી નાહની પણ બોધદાયક છે આ સાથે એક બીજી વાર્તા પણ છે જે મારા મરહુમ દોસ્ત દાદી તારાપોરવાલાને હાથે લખાયલી છે. આ વાર્તાબી ઘણી નાહની છે, પણ બધી નસીયતથીજ ભરેલી છે.

લી૦ દુવાગો સેવક,

દીનશા એ. ડરડરયા

તા૦ ૧-૭-૨૦.

માણેક પ્રીન્ટીંગ પ્રેસ આંટરોડ, મુંબઇ.

# મુફત નવાલો—
# સેહતાનનો હવાલો.

(ઇંગ્રેજી સંસારની વારતા.)

## પ્રકરણ ૧ લું.

—:o:—

"હું કંઇ સમજવાની નથી, છોકરી," મેડમ સારા ગગડાટ કરતી હતી; "વીસ પાઉંડની રકમ તું કંઇ નાનીસુની સમજેછ શું?"

"પણ એ એટલી બધી કેમ વધી જવા પામી?"

દેવાદાર છોકરી કગળતી હતી.

"તે મને શું પુછતી હશે—તારા જીવનેજ પુછની" મેડમ સારા તરડાઇ; "અસલમાં દશ પાઉંડ, અગ્યાર શીલીંગ ને ચાર પેન્સ હતી તેનું વ્યાજ પણ થશે કે નહીં? અને એ રકમ વ્યાજ સાથે ચઢતી રહેલી છતાં તેં નવા નવા ઓર-

ડરોથી એ દેવાનું દીપલું વધાર્યા કીધું તેનો તને કંઇ સુધલો બજ્યોછ કે નહીં ?"

તે (મેડમ સારા) તેની સુખકારક "ઇઝીચેર"માં આરામથી અરડાઇ પડેલી હતી અને પાસેના એક નેતરના સ્ટુલપર પેપરો, કાગળો, કાપડના નમુનાના ટુકડા વીગેરે બધું "હોચપોચ" પડેલું હતું. તેણીએ ઘણા દમામથી ડરેસ કરેલો હતો અને તે અઘોર ઉમરની, મોટાં કદની, તોરવંતી અને રોબવંતી એક અબળા નજરે આવતી હતી. ખરેખર તો તેણીના પોષાકમાં ટેસ્ટની સંભાળના કરતાં લોકોને આંજી નાંખવાના ભપકાનો વધારે ખ્યાલ રાખવામાં આવ્યો હોય એમ વધતું માલુમ પડતું હતું, કેમકે સામટી રીતે સીલ્કનું એક કાળું ગવન કે જેને ચકચકતી લેસ મેળેલી હતી તેમાં તે કાંઇ ઝાઝી સુંદર દેખાતી હતી નહીં અને તે સુંદર પણ કોઇ સુરતે કેહેવાય નહીં એવીજ હતી, તે પફ ને પાઉડરના લેપડાથી સુંદર દેખાવાના પછાડા મારતી નજરે આવતી હતી, કે જ્યારે ખરેખર તો હાલમાં મોટા ખીજવાટ વચ્ચે, ઇઝીચેરમાં ચમકી ઉઠીને તડી બેઠેલી તે ગુસ્સામાં જમાવેલાં નેણ સાથે હતી તે કરતાં પણ ઘણી ઓછીજ ખુબસુરત દેખાતી અને પુરવાર થતી હતી.

તે લંડનના પ્રખ્યાત બોન્ડ સ્ટ્રીટ માંહેલી એક જાણીતી "કોર્ટ મીલીનર" હતી, અને તેના દરજણના ધંધાની ઘણી મચેલી ને ધીકતી દુકાનને રાજવંશી કુટુંબોનો વધતો ઓછો આસરો હોવાના સબબથી તે ધડપર પાધરૂં ધડ રાખી શકતી ન હતી. તેણે એ ધંધામાં સારૂં નાણું જમાવ્યું હતું અને

એ દુકાનના ધંધા ઉપરાંત ગરજુ લોકોને તે નહાની નહાની "લોન" (ઉછીની રકમો) આપતી હતી, જેનાં વ્યાજ વટાવમાં પણ તે સારૂ કુટી કાઢતી હતી, તે એ રવેસે બન્ને હાથે ખાઇ જાણનારી એક બડી બાંગડ અબળા હતી.

"હું-હું એ દેવું તમારા તકાજા મુજબ તરત વારી શકું એમ નથી, મેડમ સારા," તે છોકરી-સારી રસ્ટન-નીચી નજરે કાકલુદીની ઢપે કહેતી હતી.

તેની છાતી જોસથી ધડકતી હતી. મેડમ સારા કઇ કીસમની કરડી અને સખ્ત સ્વભાવની ઓરત હતી તે એ છોકરી સારી રીતે જાણતી હતી.

"દેવું ભરી શકતી નથી!" મેડમ સારાએ તેને ખીચ પાડીને તેજ શબ્દો પાછા કહેતાં પોતાનો જીવ કાઢયો, "દેવું ભરી શકતી નથી એટલે શું? ભરવુંજ પડશે ને તેબી તાબર-તોબ! ભીખ માંગ કે જોઇએ તો ચોરી કર ને નહીં તો પછી જેલમાં જવા તઇયાર થઇ જા!"

"હું મારૂં બનતું કરશ," મેરી રસ્ટને નાચારીના દેખા-વથી કહયું; "કાંઇ મારા અસબાબમાં મને નહીં જોઇતું હશે તે વેચી સાટીને બી તમારૂં-"

"તો તો અસબાબ ઘણો ભારી કેની!" મેડમ સારા મોટા તુચ્છકારથી તુરત વચ્ચે હોમાઇ; "હું તુંને ,ઓળખતી નહીં હોઉં ત્યારે કેની? તારી માય મારી દુકાનમાં દલદેસરી કરી કરીને માર્ગે લાગી અને તું પોતે મ્યુઝીક ટીચર તરીકે તારો જાન પછાડી નાંખે ત્યારે ધમ દેઇને એક દહાડામાં એકાદ બે શીલીંગ—"

"તું ઘણીજ નાલાયક ને નાકદર ઓરત છે," મેરી રસ્ટને હવે તમામ ધીરજ ખોહી દેતાં એકદમ તર્યાપાવ ફેંકયા, તે પણ કાંઇ હતી જાય કે ખમીને બેસી રહે તેવી ગરીબ કે ગરવી ન હતી, પોતે દેવાદાર હોવાથી ને આ ખારીલા ખવાસની ઓરતને હાથ ફસી ગયલી હોવાને લીધે તેણીએ અત્યાર તક પોતાનો સ્વભાવ સમાળ્યો હતો ને પોતાની નાચારીના બાએસથી, ડરની મારી, બધું નમીને કાલાવાલાનું બોલતી રહી હતી, પણ અંતે તેણીનાં દીલમાંનો સેહતાન એકદમ જાગીને ઝબકી ઉઠયો, ને ત્યારે મેડમ સારાનો સરોપરો રાખ્યા વના તે સામી બેવડી તરડાઇ ઉઠી.

"તું કોઇ ઘણીજ ન લાયક ને નાકદર ઓરત છે." તેણે મોટા ગુસ્સાથી કહયું; "મારી હુન્નરમંદ માતાના સખત ઘસડબોરાથી તારી દુકાન બચાવી લઇ તેંજ તેનો જીવ લીધો. કેમજે તેં તેનાં કીસ્બી કામની કશીજ કદર કીધી નહીં; ને તે બિચારી તારે બારણે મહેનત મજુરી કરીને પુરી થઇ ગઇ; ને તે જાણે બસ નહીં હોય તેમ હવે મને બી કચડી નાંખવા નીકળીછ કે? પણ તેવે ભરૂસે ભુખી ના રહેતી! એ ખીચારાં મારાં મરનાર માય જેવાં હું પોતે કંઇ કાચીપોચી નથી. હું તો તુંને પેસેપેસ પુરી પરસ તે ખુબ યાદ રાખજે!"

મેડમ સારા તો દંગ થઇ ગઇ. તે ગુસ્સામાં લાલ થયલી જવાન છોકરી તેના રોબવંતા ગુસ્સા વચ્ચે એક "પીકચર" જેવીજ દેખાતી હતી. તેનું પતલું, સીધું ને ઉંચું બદન ને ગુસ્સાથી લાલ થયલો મુખડો તે છોકરીને અજબ જેવી હદ સુધી મનોહર દર્શાવતાં હતાં અને તે જે બોલી તે ગુસ્સામાં ડોકું ફફડાવી અચણુચ એટલા તો દમાંમથી બોલી હતી કે

એ રીતે આજ તક કોઇએ તેને આખી જીંદગીમાં લઇ નાંખેલી ન હોવાથી તે તો ગુસ્સા અને અજાયબી વચ્ચે જાણે બેવાચા બની ગઇ !

પણ તે એકાદ પળ સુધીજ. બીજીજ પળે તે પોતાની બેઠકમાંથી ચમકી ઉઠીને મેરી રસ્ટનને એક દયાહીણુ હડસેલો મારી પોતાના ખાનગી ઓરડાનાં બારણાંમાંથી તેને એકદમ બહાર હાંકી કાઢી.

"કાળુ કર તારૂં અત્રેથી," તેણીએ ખુબ ખીજવાઇને બખાળ્યું; "હું એક બોલબી તું બેઅદબ દુકતીનો હવે વધુ સાંભળવા કે તારા જેવી તરકડી સાથે કશીબી વધારે વાત કરવા માંગતી નથીં. કાળું કર તારૂં ને જો કાલે બપોરે બાર વાગતા સુધીમાં મને મારો અવેજ નહીં મળ્યો તો પછી હું તારી કેવી વલે ને ફજેતી કરાઉંછ તે જોજે !" અને તેણીએ તે બીહીધેલી બાળાને પોતાના પડખેથી બેહાર હાંકી મેળી લગભગ તેનાં માથામાં વાગ્યું તેમ ઢપ દઇને પોતાના ઓરડાનું બારણું બંધ કરી લીધું.

તે (મેરી) રસ્તે ઉતરી. પોતાની આંખોમાં ઉભરી આવેલાં આંસુ મુશ્કીલથીજ તે અટકાવી શકતી હતી. તેને આ હડધુત, આ હીણપસ્તી, આ હાંકી કઢાયલી હોવાનું અપમાન ઝેર જેવું જબુન લાગ્યું હતું ને આગળા હોલમાંથી તે દુકાણને લગતી કામદારોએ બધું સાંભળ્યું ને જોયું હોવું જોઇએ તે ફીકરથી તેની નામોશી ને પરેશાની હદ વનાની થઇ પડી.



# પ્રકરણ ૨ જું.



તે પશેમાન આગળ વધી. બોન્ડ સ્ટ્રીટ હમેશ મુજબ લોકોની ચીકાર આવન જાવનની ગીરદીથી ઉભાઇ જતો હતો, પણ સઉને પોતપોતાની એટલી પડેલી હોવી જોઇએ કે કોઇએ ન તો આ લાઇલાજ છોકરીની દયાથી ઓથ કે પનાહ આપવા જેવી કશી રાહબરી કરી, કે ન તો તેની ઉપર જરાએ જાતે ધ્યાન આપ્યું.

કોઇને શું પડયું? કોઇ શું તે બીચારીનાં દુ:ખની કે મનની તે વખતની તમામ અસ્વસ્થ હાલતની વાત જાણે? તે ફક્ત તે ગીરદીમાંની આંચકા ઉંચકી વટાવતી પાધરી બ્લુમ્સરી સ્ટ્રીટ માહેલાં પોતાના ગરીબ રેહેઠાણપર ચાલી આવી, કે જ્યાં એક ગરીબ કંગાળ ઘરના બે ઓરડા ભાડે લઇ તે પોતાના જેવીજ એક બીજી અનાથ ફ્રેન્ડ નામે નેન્સી જોનસ્ટન જોડે ભાગમાં રહેતી હતી.

તેને ઘણો ડર માલુમ થયો. તે થોડેક ઠેકાણે મ્યુઝીકના લેશન આપી થોડું ઘણું કુટી કાઢતી હતી ને ટકેવકે પોતાનું કામ નીભાવતી હતી, અને જો મેડમ સારા તેની ખરાબી કરવા માંગે તો તે લુચ્ચી ઘણી વગદાર હોવાને લીધે એક ઝટકે તેમ કરી શકે એ દીસ્તુંજ હતું. તે જ્યાં ટયુશન્સ આપતી હતી ત્યાં તે એક લેહજામાં ફાંચડ મારી તેને રખડતી કરી શકે, અથવા ધારાથી તેનાપર કામ ચલાવી તેનું નામ ખરાબ કરી નાંખી તે તેનાં ગુજરાણનાં સાધનથી તેને બીલકુલ બેનસીબ બનાવી મેલે એ બધું એટલું સંભવીત ને બનવાજોગ હતું કે

તે કમનસીબ છોકરી ખરેખર બીધી અને તે ઝેરી નાગણને છંછેરી આવવા માટે પાછલથી પોતાના જીવ સાથે પુષ્કળ પસ્તાઈ તેમાં અજાયબ થવા જેવું કશુંજ નહતું.

હવે તેણીએ કરવું શુ? તેની જીવેજાન સહી નેન્સી જોનસ્ટનનો તેનાપર ઘણોજ પ્યાર હતો, ને તે છોકરી ખરેખર ઘણી ભલી ને દયાળુ હતી, પણ તે પણ તેને જરાએ મદદ કરી શકે એમ ન હતું. તે એક નાની ફર્મમાં ટુંક પગારે એક "ટાઇપીસ્ટ" ની નોકરી કરતી હતી અને તેનો દરમાયો પણ ઘણોજ નાનો ને ગરીબ હોવાથી તે મેરી રસ્ટન સાથે અત્રે ભાગમાં રહીને ઘણી મુશ્કીલથી પણ પુરતી ઇજત સાથે પોતાનો ગુજારો કરતી હતી.

વળી આ તેનું (મેરીનું) દેવું કાંઇ સીર્ફ નાચારીનુંજ ન હતું. ખરેખર તો પોતાના ગજવાં ઉપરાંત રહેવાને જીવવાના તેણીના એક શરમભરેલા લોભનું આ દુ:ખકારક પરીણામ હતું, કે જેમાં ભલી નેન્સી તેને હંમેશ વારતી અને રોકતી રહી હતી. તેને એસ્કી કપડાંઓ પેહેડવાનો અને ભપકાસપકા કરી એક "લેડી"ના દમામથી દેખાવ કરતી રહેવાનો ઘણો શોખ હતો, અને તેથી પરીણામે તેની પરવાહ રાખ્યા વના તે મનગમતા ડરેસો મેડમ સારાને ત્યાંથી ખરીદતી રહી હતી. તે પગ જોઇને પાથરણું તાણનારી નેન્સીથી ઉલટીજ કીસમની એક છોકરી હતી ને પોતાની ખરચાળુ તબેહમાં ખંચાઇને તેથી કદી બાઝ આવતી નહીં, એટલે હાલનું તેનું દેવું કોઇની બી દયાને પાત્ર તેને બનાવે એમ પણ કાંઇ હતું નહીં ને તે તેનો બેવડો અફસોસ હતો!

ખરેખર તો તેનામાં એ ભપકા સપકાનો શોખ ઉત્પન્ન કરનાર એ લુચ્ચી મેડમ સારા પોતેજ હતી. મેરી રસ્ટન સુંદરતાનો એક નમુનોજ હતી. એટલે એવી એક દેખાવલી ને દીલ ખેંચતી છોકરીને પોતાની ફાંસમાં ફસાવી પોતાના ખાતાંમાં ટુંક પગારે નોકરી રાખી લેવા તે ગણત્રીબાજ ઓરતે દીલ લગાડયું હતું ને તેથી તેણીએ તેને ઉતેજન આપી તેણીના એ ગજવા ઉપરાંત ડરેશ કરવાના લોભમાં હાથે કરીને તેને અવલે રસ્તે ઉતારી હતી પણ મેરી મરજી મુજબ તેને હાથ તેના ખાતામાં સહવારથા રાત તક કેદ પડવા વેચાય એવી સુમારી હતી નહીં. તેની તરીમ તરાક જીંદગીને એ જાતની ગુલામી નોકરી માફકજ કેમ આવે ? તે રમતાપંચી હતી, માટે ખુદાએ આપેલા હલકને બચગીમાં મ્યુઝીકની થોડીક પોતે પોતાના શોખને સબબે લીધેલી તાલીમ તેને આ પાછલી એકલવાઇ જીંદગીમાં ઠીક કામ આવી ને તેથી મેડમ સારાનાં દરજી ખાતાંમાં ગંધઇ વઇતરૂં કરતી કેદ પડવા કરતાં પોતાની માતાનાં મરણ બાખે મ્યુઝીકલ મીન્સથી કટકો ભુકલો પોતા માટે પેદા કરી સ્વતંત્ર જીંદગી ભોગવતી રેહવાનું એ એકલી પડેલી છોકરીને અલબત જયાદા ગમ્યું.

નેન્સી પણ તેણીના જેટલીજ કમનસીબ હતી, પણ તે સુભાગ્યે તેનાં કરતાં ઘણી વધારે ડાહી હતી. તેઓ સ્કુલમાં સાથે શીખેલી ને સાથે ઉધરેલી સહીયરો હતી, અને જીંદગીની લડતમાં પણ એકમન ને એકસંપી એકઠાં રહી બંનેએ પાછળથી સાથેજ જીપલાવ્યું હતું. બંને માબાપની પવિત્ર ઓથ વના ઘણી કાચી કુમારી ઉમરે એકલી પડી ગઈ હતી ને

ભાઇ બેહેન કે કોઇબી વડીલોના મુબારક સાહયા વનાની એવી કાચી ઉમરની અભાગણી છોકરીઓથી લંડન ઉભરાઇ જાય છે તે વર્ગની આ બે છોકરીઓએ ભાગ ખાતામાં સાથે રહેવા ખાવાનું કરી ઇજ્જતથી પોતાનું ગુજરાન કરવાનો રૂડો ઠરાવ કર્યો હતો, અને એટલું તો ખરૂં કે એ ભલા ઠરાવનાં રહેઠાણમાં પણ મેરી કરતાં નેન્સીની ભલાઇ ને દુરઅંદેશી મેરીને જયાદા કામ આવી હતી.

નેન્સી તો વળી હાલમાં અદરાઇ પણ ચુકી હતી. પોતાના મોહલ્લાને લગતાં જે ગરીબ દેવળમાં દર રવીવારે એ છોકરીઓ બંદગી કરવા જતી હતી ત્યાંના એક જવાન પાદરી નામે રોજર મારચંટ સાથ ભલી નેન્સી અદરાયલી હતી અને મેરી ચાહતે તો એવાજ ગરીબ વર્ગના તેણીના હાથની અનેક ઉમેદવારોમાંથી કોઇનેબી હા પાડી તે પણ થર પડી જતે, પણ તેણીના લોભ ને તેણીના અભખરા પોતાની સુંદરતાની ખાત્રીનાં સબબે એટલા મોટા હતા કે એવા એક ટુંક આવકના ગરીબ પાદરીને કબુલ રાખવા માટે તે સામી નેન્સી સાથે હમેશ ચીરડાયા કરતી અને તેની અતી ઘણી મશ્કેરી કરી તેને પજવ્યા કરતી હતી.

નેન્સીને એમ છતાં તેની કશીજ પરવાહ ન કરતી હતી. તેઘણીજ સંતોષી હતી અને રોજરની સારી ચાલચલણ વીગેરે માટે પોતાની પુરતી ખાત્રી કરી તે ઘણી ખુશીની સાથે તેની મોહરદાર થઇ ચુકી હતી.

મુશ્કીલી તો એ હતી કે રોજરને અને મેરી રશ્ટનને મુતલગ બનતું ન હતું! તે એક ઘણોજ સાચો ને ભલો જવાન

હતો અને નેન્સીની ઉલટીજ કીસમના મેરીમાં તેણે જે અનેક અવગુણો જોઇ લીધા હતા તેથી તે એ છોકરી સામેં મજબુત અભાવ લઇ ઉઠયો હતો. તેના એશકાઇ મુસ્કાઇના શોખ ને સઘળા ઉડાઉ ખરચો અને પોતે ગરીબ છતાં શ્રીમંતપણાની તેણીની બધી તકોબરીથી તેને ઘણું નારાજ થવાનું મળ્યું હતું અને મેરી પોતે એ ઉઘરતા પાદરીનો તેની ગરીબાઇ માટે તુચ્છકાર કરતી રહી હતી, એટલે ભલી નેન્સીની ઘણી નાઉમેદ વચ્ચે તે એ બેની વચ્ચે હેત અને એખલાશ બરપા કરાવાને અશકત થઇ પડી હતી. પરીણામમાં તેથી એ બે વચ્ચે એક નામોશી ધુરકાધુરકી હમેશની ને જાથુકની ચાલુ રહી હતી અને એવા એ મેરી રસ્ટન, મેડમ સારાને ત્યાંથી હડધુત પામેલી હાલમાં દર્દમંદ અને રડમસ પોતાને મકાને પાછી ફરી તેને પોતાનું ભવીષ્ય ઘણું ડરામણું અને સીહા નજરે આવતું હતું.

તે એકલીજ હતી. નેન્સી તો ઓફીસમાંથી હજી ઘરમાં પાછી ફરી ન હતી ને તે ગરીબ નાનાં કંગાલ બેઠાં ઘરની એક ઘરડી ઘરવાળી જે તેજ ઘરમાં રહેતી હતી તેનો પાછલો ભાગ જે તેનાં પોતાના સ્વાધીનમાં હતો ત્યાંજ ગગડી રહેલી હતી.

બંને છોકરીઓએ આગલા ખંડની એકેક ચાવી રાખતી હતી, માટે મેરી પોતેજ બારણું ઉઘાડી ઘરમા આવી, ને વચલા નાના ઓરડામાં જ્યાં તેઓએ "સીટીંગ રૂમ" બનાવ્યો હતો ત્યાં જઇ ટેબલપર નિસાસ પોતાની ટોપી ફેંકી બાજુમાંના એક અરધા ભાગેલા સોફા ઉપર લગભગ ફસડાઇ પડી, કે જ્યારે તેનાં લાંબા કાળા ચળકતા બાલમાંથી સુઇયા ખેંચી કાઢી તેણે તે દીલકસ ઝુલફાંઓના ઢગલાંને વેરવાર ઢગલામાં પોતાના

ખભાં ઉપર સરી પડવા દીધો. તે મોટી નામેદીનું એક નાદર ચીત્ર હતું. તે વીચાર કરતી બેઠી.

## પ્રકરણ ૩ જું.

—:o:—

તે વીચાર કરતી બેઠી, અને તે કંગાલ "સીટીંગ રૂમ" પર તેની નજર દોડતાં તેની નીર્ધનતા ને કંગાલ્યતે બની શકે તો તેને જ્યાદા નાસબર બનાવી, તેના અભખરા બધા મોટા હતા. તેને શ્રીમંત થવા ને પૈસામાં માહાલવા ગમતું હતું, કે જ્યારે ખરેખર તો તે ગરીબીની છેક છેલ્લામાં છેલ્લી પાયરીપર ગોટાં ખાયા કરતી ગોયા ઠંડી રહી હતી!

અને તે એમ વીચાર કરતી બેઠી હતી તેવામાં પોસ્ટમેને બારણું ઠોકવાથી તે ચમકી ઉઠી ને આગળ જઇને તેણે તે કાગળ લીધું, તેના નામનું નહતું. તે તો તેની ભાગ્યણ અને સહી મીસ મેરી જોનસ્ટનના નામનું હતું ને વળી તાજુબી એ કે તે રેજીસ્ટર્ડ આવ્યું હતું! મેરીએ, તોપણ તેની રસીદ પર સહી કરી આપી સરેસ્તા મુજબ તે સ્વાધિન લીધું ને બેદાદ ફાસમે નેન્સી આવે તેટલાં તેણીએ તે બાજુમાંની ટેબલ પર ફેંકયું.

તે પછી અજબ જેવી હઠીલાઇથી તેના વિચારો અચબુચ તે રેજીસ્ટર કવરપર પાછા ને પાછા દોડતા રહયા! એ કાગળ શું ને કોણનું મોકલેલું હોવું જોઇએ? અવલમાં તેઓ ને ત્યાં પોસ્ટમેનની આમદ જે તેમને કાગળ પત્ર લખે? અને

વળી આજે નેન્સી જોગું એક કાગલ આવ્યું ને તેબી રેજી-સ્ટર્ડ? તેમાં તેણીને લાગ્યું કે કાંઇબી ભેદ હોવો જોઇએ.

તેણીએ એ ઉપરથી તે કાગળ જાઇને ટેબલ પરથી પાછું ઉંચક્યું; ને ફેરવી ફેરવીને તે સીલ્ડ એનવેલપ પાછું ને પાછું તપાસ્યું. તેમાં પઇસાજ કાંય નહીં હોય ? નેન્સીપર કોઇ પઇસાજ મોકલે એ સંભવતું નહતું. પણ પઇસા નહીં હોય તો તે રેજીસ્ટર કાંય કરવામાં આવ્યું હોય, ને વળી ઉપર સીલ કાંય કરેલું હોય? સીલ કોણનું હતું તે કમનસીબે વાંચી શકાતું ન હતું.

હવે જો પઇસાજ એ કવરમાં હોય તો નેન્સીને પોતાને તેની ખપતીજ કયાં હતી? તે તો સંતોષી હતી. પૈસાની પોતાની અવદશા વચ્ચે તે પોરીને પોતાને થોડા ઘણાંબી પૈસાની કેટલી મોટી જરૂર હતી! તે થોડુંક આપીને પેલી ઝેરી નાગણને છેડાયલી વાઘણ–મેડમ સારા–ને હાલ તુરત શાંત તો કરી શકે?

તેણીએ તે કાગળ ઉખેડવા ને વાંચી લેવા એ ઉપરથી આયંદા ઠરાવ કર્યો. તેના જેવી એક ઉછાછલી અને અસંતોષીને એવી કીસમનો પાપી વિચાર કરી એકદમ ઠરાવપર ઝાઝોવાર લાગે એમ ન હતું. જો કાગળમાં કાંઈ જીવ જેવું ન હોય તો વાંચીને પછીથા કોઇ ને કોઇ બાહણાથી તે નેન્સીને પાછુ આપવાને સમજાવવાનું તેના જેવી એક માટે ઝાઝુ મુશ્કીલ નહીંજ હતું, અને ત્યારે તેણીએ હવે ઢીલ શું કરવા કરવી જોઇએ?

તેણીએ યાદ કર્યું કે નેન્સી એવાં એક કાગળની કશીજ વકીમાં નહતી. હોત તો તેના આગળ તે વાત કર્યા વીના રહેતેજ નહીં. ઉલટું તેજ સહવારે બંનેએ સાથે નાસ્તોજ કરતાં પોતપોતાની તંગીની વાત કરી હતી, કે જયારેથી નેનસીએ તો એવાજ ઉદગાર કહ્યા હતા કે તે તેની ટુંક કમાઇમાં ને તેના વ્હાલા રોજરના પ્યારમાં પુરતી સંતોષી ને સુખી હતી. એ વખતે એવા કોઇ અવેજની તે વકીમાં હોત તો શું તેના આગળ તે એ બાબે વાત નહીં કરતે?

તેણીએ તે કાગલ ખોલ્યું. બારણાંને અળડરાપ ચઢાવાની અવ્વલ સંભાળ લઇ તેણે કાતર લીધી ને તે કપડાનું જાડું રેજીસ્ટર કવર એક કીનારીમાંથી ચરચર કાપી કાઢયું, એટલે એક કાગળ્યું ને થોડીક બેંક નોટસ તેમાંથી મેરીની ભારે ખુશાલી વચ્ચે બહાર નિકલી પડી!!

તે પુરતો ને મોટો અવેજ હતો. તે બંનેની એક વરસની આવક થાય એટલો બધો પુરતો, ને મેરીએ એક ભુખ્યા વાઘની તડાપથ તે ગણીને પોતાને સ્વાધીન લેતાં પોતાનાં સ્ટર્ટનાં ખીસામાં ઠેસવી દીધો. તે પછી બાજુમાં બેસીને તેણીએ ઉશ્કેરાયલી ને ગભરાયલી જેવીએ પેલો કાગલ વાંચ્યો.

અને તેણીએ શું વાંચ્યું? જે વાંચ્યું તેથી તેનું લોહી ફરતું બંધ થઇ ગયું; અને વધારે પાપી ખ્યાલો ને વધારે નજીસ લાભો એક લ્હેજામાં તેનાં મનમાં એકદમ પેદા પડયા!

તે કોઇ ન્યુકેસલ તરફના સોલીસીટરોનો ભલી નેન્સી જોગો લખાયલો કાગળ આ મુજબ હતો:—

"મેડમ."

"મીસ મારથા બીડલ જેઓ અમારાં પુરાણાં કુલ હતાં તેઓ હાલ મરણ પામ્યાં છે ને લખવાને અમો ઘણા ખુશી છીએ કે તેવણુની તમામ દોલત ને માલ મીલકતનાં મરતી ઘડીએ તેઓ તમોને એકલાંને વારસ ઠરાવી ગયાં છે એ બાનુને તમો પોતે કદાપી ઓળખતાં નહીં હશો, પણ તમારાં મરનાર માતાનાં એવણુ "ગોડ મધર" થતાં હતાં અને ઘરડી ઉમરે મરણ પામતાં એવણુનાં નજીકનાં કોઇ સગાં વહાલાં ન હોવાથી તમારો ખ્યાલ થતાં એવણુ બાઇ પોતાનું સર્વસ્વ એક છેલ્લા માં છેલ્લાં વીલ મારફતે તમારેજ સ્વાધીન કરી ગયાં છે

"એ વીલ તમારા લાભમાં કોર્ટમાં પુરવાર થઇ ચુકયું છે ને તમારી પીછાણુનું અમને કશું માન ન હોવાને લીધે અને તમારાં ઠર ઠેકાણુંનો કશોજ પત્તો અમો કને ન હોવાથી છેલ્લાં કેટલાક મહીનાથી આ ખુશ ખબર અમો તમુને જાહેર નથી કરી શકયા એ અમારી દીલગીરી છે. ફકત પેપરોમાં આગલી જાહેર ખબરને આધારે હમણાંજ કેનેડાની એક કોઇ તમારી સ્કુલ ફ્રેન્ડે અમને તમારૂં લંડનનું ઠેકાણું વાલવાની મહેરબાની કરી, જેથી તમારો પત્તો અમો મેળવી શકયા છીએ.

"એ સઘળી મીલકત ને રોકડ નાણું મળી વાર્ષીક પાંચ હજાર પાઉંડની મોટી આવક મળે એટલો મોટો અવેજ હોવાને લીધે તમને પોતાને પહેલી જોગવાઇએ અમોને અત્રે આવી મળવું જોઇશે અને તેથી તમારા જનમની સરટીફીકેટો વીગેરે જરૂરી પુરાવાનાં ઓચરયાં સાથે તમો બાઇ અમોને અત્રે જેમ બને એમ જલદીજ આવી મળશો એવી ખાત્રી છે.

"અમો મુસાફરીના ને બીજા તાકીદની જરૂરના તમારા ખરચની સવલતા થકી અત્રે સો પાઉંડ રવાના કરવાની રજા લઇએ છીએ જે સમાલી લેજો અને હવે પછી માટે તમો બાઇ સાહેબને સર્વ સુખ ને આબાદી ચાહતા.

અમો છીએ.

તમારા તાબેદાર સેવકો,

**લીનસ એનસ કું૦.**

સોલીસીટર્સ.

આટલુજ બસ હતું. પૈસા બાજે વખત પાપનું મુળ પુરવાર થાય છે, ને તેજ આ હીણભાગ્ય છોકરી મેરી રસ્ટનના બાબમાં ખરેખર બન્યું. તે પૈસાની લોભી ને મોહતાજ હતી, તો આ શોના મોહોર જેવી તક તે હાથથી જવા દઇ કેમ શકે? તે પરીણામોનો ખ્યાલ કે ડર કરવા વટીક થોભી નહીં. નેન્સી તરીકે, નેન્સીને આ તદન નહીં ધારેલાં સુભાગ્ય માટે કેવળ અંધારામાં રાખી, તે દલ્લો હાથ કરવા હીમતથી જવાનું તેના જેવી એકને મુસકીલ શું હોય?

તેણીએ તાતેધાએ ફટકો મારી લીધો. તેની હીમતની પાછી ઓટ થઇ જાય કે તે ડરીને પાછી પડે ત્યાં તક તે તે મુતલગ થોભીજ નહીં. તે અવેજ અને તે કાગળ (તેનાં કવર સુધ્ધાં) તેણીએ સંભાળથી બેમાલુમ કરી મેલ્યાં અને પછી ટેબલ આગળ બેસીને વકીલોને જવાબ ટુંકમાં તેણીએ લખી નાંખ્યો તેમાં તેણીએ તેઓનો ઘણો ઘણો ઉપકાર માન્યો ને ન્યુ કેશલમાં તેઓની પેહડીપર બે ત્રણ દીવસમાં જરૂરી

દસ્તાવેજો સાથે આવવાને હાજર થવાનું હીંમનથી તેમાં તેણે તેઓને પ્રોમીસ કર્યું, કે જે પછી છેલ્લે "નેન્સી જોન્સ્ટન"ને નામની સહી મુકતાં તે ઉંધાં ભાગ્યની છોકરીના હાથો વટીક જરા થઇને ધ્રુજયા નહીં.

બીજા હાથપર તેણીએ બીજો એક ઘણો નમાનો કાગળ મેડમ સારાપર લખ્યો. તેમાં તેણે તેણીની ઉપર પંદર પાઉંડ બીડી મોકલ્યા ને પોતાની સરફસી માફ કરી તેને તુરત વેળા શાંત કરવા શાંત રાખવા જોગું પુરતું લખી કાઢયું; ને પછી પોતે તરત પાછા બાળ બાંધી, ટોપી પહેડી. પોતાને હાથે જઇને તે બંને કાગળો પોતાનાં ઘરની બાજુના એક થાંભલામાં પોસ્ટ કરી આવી.

પણ એટલુંજ બસ નહતું. ઘણું મુશ્કેલ કારજ તો હજી બાકી હતું ને તે, સાંજે નેન્સી ઘેર પાછી ફરે તે આગમચ, તેણે આટોપી લેવાનું હતું, માટે ઘરમાં આવતા સાથે આગલું બારણું ઓસ્તવાર બંધ કરી તે નેન્સીના રૂમમાં ગઇ ને પોતાની ચાવીઓ વડે તેનાં પેટીખાનાં ખોલવામાં તે અજબ જેવી રીતે ફતેહમંદ ઉતરી, તે પછી તેમાં શોધ ચલાવવાનું ઝાઝું મુશ્કેલ હતું નહીં. તેણીએ ફકત જરૂરી કાગળ્યાં ને દસ્તાવેજ શોધી કાઢીને સ્વાધીન લેવાનાં હતાં, માટે કાગળ પત્રોનીજ તેમાં તેણે શોધ ચલાવી ને આયંદા નેન્સીનાં મા બાપનાં લગનની સરટીફીકેટ તેમજ તેણીની (નેન્સીની) જનમની સરટીફીકેટ ને એવાં કેટલાંક બીજાં જરૂરી ઓચરયા તેણીએ સ્વાધીન લઇ લીધાં. એ પછી બધુ જેમનું તેમ પાછું ગોઠવી સઘળું બંધબસ્ત કરી, તે પોતે ભાગ્યેજ વગેસગે થઇ રહી

હશે એટલામાં તો બહાર પગલાં વાગ્યાં ને રોજર અને નેન્સી ખુશાલ ઉમગરે હસતાં બોલતાં ને વાત કરતાં, ઘરમાં આવ્યાં. મેરી એ વખત જાણે કશાંમાં હોય નહી તેમ ઘરનાં કપડાંમાં નવી જુની થઇ ગયલી એક નોવેલ લઇને બારી આગળની એક ખુરસીપર વાંચવા બેસી ગયલી હતી.

## પ્રકરણ ૪ થું.

—:o:—

નેનસી અને રોજર, હાથમાં હાથ મેલવી, ખુશાલ તબ્યતે વાતચીત કરતાં તે ઓરડામાં આવ્યાં.

મેરી એ વખત પોતાના બધા ચોરીચખારીના પાપભર્યા પ્રપંચોથી પરવારીને ફરાગત થયલી હતી, અને કશામાં હોય નહીં તેમ બારી આગળનાં ખુણામાં ખુરસી ખેંચી વાંચવા બેસી ગયલી હતી. તેણીએ કરવાજોગું સઘળું તાતેધાએ કામ લઇ તરતજ કરી લીધું હતું,

તેનું પાપમાં એ પહેલુંજ પગલું હતું, પણ તે તેનાં પરીણામોમાં કેટલીક હદ સુધી ભયંકાર હતું તેનો ખ્યાલ વટીક કરવા તે હેમક છોકરી થોભી નહીં. પૈસા-પાપનું મુળ તે પરજ તે મરવાવાલી હતી, અને પોતાની બતંગી અને મોહતાજી માટે રોજબરોજ બલાપાથી છલી મરતી હતી, એટલે આ દગાબાજીમાં ઝંપલાવવા પહેલાં તે નાહીંમત બની જાય તેટલી લાંબી મેહતલ તે અભાગણીએ પોતાને મળવા દીધી નહતી.

"ઓ નેનસી ડીઅર, તું!" જાણે, વાંચવામાં મશગુલ

તેણીએ તેઓનાં તે તરફ આવતાં પગલાં સાંભળ્યાંજ ન હોય તેમ તેઓને લગોલગ આવેલાં જોતાં પોતાનાં વાંચણમાંથી ચમકી ઉઠીને મેરીએ કહયું, કે જ્યારે રોજરતો તેનાપર જરાએ ધ્યાન આપ્યા વના નેનસીના ઓરડામાંજ પાધરો ચાલી ગયો. "આજે કંઇ એટલી જલદી ?"

"હા, મી૦ લેનોકસે આજે ઑફીસ જરા વેહેલીજ બંધ કરાવી." નેનસીએ રોજર સાથ અંદર તરત ચાલી નહી જતાં જરા થોભીને મીઠાસથી કહયું.

તે એક મીઠા ચેહેરાની, નાજુક બાંધાની છોકરી હતી, કે જેની આંખમાં નેકી ને નિર્દોષતા એક આયના પેરે વાંચી લઇ શકાતી હતી. તેનો પોશાક સુઘડ તોપણ ગરીબ અને કંગાળ હતો, પાકેલા અનાજના કનસ જેવાજ તેના કાલા સુંવાલા લાંબા બાલ તેને મનોહર બતાવવામાં ઘણી મદદ કરતા હતા.

"સારૂંજ થયું જલ્દી આવી તે," મેરીએ રોજર પેલી તરફ ખોટી થતો હશે તે વાત ભણી કશુંબી ધ્યાન આપ્યા વના તેને પકડી રાખી ચાલુ રાખ્યું, "મારે તુંને મારાં પોતાનાં તદન નહીં ધારેલાં સારાં નસીબ વાસ્તે એવી એક અજબ જેવી વાત કેહેવીછ !"

"ખુદાની મારા પર લખ્ખો નવાજીશ ઉતરીછ, ડારલીંગ" તેણીએ સમજાવ્યું, "અને હું અચણુચ ગરીબીમાંથી તવંગર બનીછ, કે જે માટેની મારી ખુશાલીમાં તું વ્હાલીનો ભાગ છે તે બતાવાને પુરવાર કરવા મને હાલ તો આએ ટુંક રકમથી

તુંને મદદ થવા દે !" અને એમ કેહતાં, સરયાંમ નાટકી ઢપ-છપ સાથે, મેરીએ અજબ થતી નેનસીના હાથમાં એક દશ પાઉંડની નોટ ડેસવી દીધી !

નેનસી એ જોઇ તેમજ સાંભળી જેટલી અજબ તેટલીજ ખુશ થઇ. ભલાંઓ ભલાઇમાંજ મોજ માને છે, ને તે કીસમની આ એક ભોલી ભાલી, ભલી હોવાને લીધે, મેરીનાં એ કેહેવાતાં સુભાગ્ય માટે નીખાલેશ હેતથી હરખાઇ.

અને ત્યાર પછી મેરીએ બનાવીને નેનસીનાં પોતાનાં સુભાગ્યની વાત પોતાપર લઇને તેને કહી, ને તે માનવાજોગ ને અકકલમાં બેસની આવતી વાત ભલી નેનસીએ તરત માની, એમાં નહીં માનવા કે નહીં બનવા જેવું હતુંજ શું?

"ઓ ખુદાની કેટલી મોટી મેહેરબાની," નેનસીએ હરખ જાહેર કર્યો; 'હું ત્હારે ખાતર, ડારલીંગ, કેવી ખુશ થઇ !"

"હા, તુંને એ વાત ગમશે તે તું રાજી થશેજ એવી મને ખાત્રી હતી," મેરીએ જવાબ કર્યો; અને જરા થોભીને-"તુંને એવો ભાગ્યશાલી બનાવ નસીબ થયો હોતે તો તુંને ગમતે, ડીઅર ?"

"હું તે કહી શકતી નથી." નેનસીએ સાદાઇથી કહયું, "કદાચ મારા રોજરને નહીં ગમતે. અમે બેઉ સરખે સરખાં ગરીબ છઇએ તેજ અમારે વાસ્તે તો ભલું છે'-અને તે ખુશ મિજાજે હસી, કે જયારે મેરીને પોતાને તે ભોલી છોકરીનો આ જવાબ ઘણો ગમ્યો. તેથી જાણે તેને પોતાનું મન મનાવા એક કારણ મલ્યું કે નેનસીને પઇસાની જરૂરજ ન

હતી ને તેને પઇસા જોઇતાજ ન હતા, ત્યારે તેણીએ આ જે કર્યું હતું તે બધું બેવડું ખુદા વાજબી ને બરહક હતું.

"હું પોતે જાણે એ મારૂં ખુલેલું નસીબ ખરૂં માની શકતી નથી!" મેરીએ ચાલુ રાખ્યું "કેવા મને મ્યુઝીક લેસનસ આપવા જવાના રોજ ધકકા પછાડા ખાવા પડતા હતા, ને કેવા મારાં ચીથરાં કપરાં કંગાલ હોવાનો મને રોજનો બલાપો થયા કરતો હતો, પઇસે પઇસાને વાસ્તે મોહતાજ રેહનારાંઓનું જીવતરજ બલ્યું. તું માનેછ, નેનસી ડીઅર, જો અમને એમ બીજા છ મહીના ચાલતે કેની તો હું જીવપર કરીને મરી જતે-એવી મારા જીવથી છેકજ હું કંટાળી રહેલી હતી!"

નેનસી મોટે સહાદે હસી.

"ત્યારે આપરા જેવા ગરીબોએ તો તારા હસાબે જીવવુંજ નહીં જોઇએ.-એમજ કેની?" તેણીએ કહયું; "ખુદાએ ત્હારૂં સારૂં કીધું તેથી હું ઘણીજ ખુશી છેઉં, પણ ખરી, રીતે ત્હારા એ ઘેલાગાંડા વીચાર જરા થઇને મને ગમતા નથી. મેરી સૌએ પોતાના પગ જોઇને પાથરણું તાણવું જોઇએ, ને સંતોષમાં સુખ માનવું જોઇએ, ને ત્યારેજ સુખી થઇને સુખી રહી સકાય."

"હવે તો તું રોજર સાથે પરણીને હું ધારૂંછ જે દેવલોમાં વાયજી કરતીબી થશે." મેરીએ મજાકથી એ નાદર સલ્લાહનો તુચ્છકાર કરતાં જવાબ કર્યો-અને પછી પોતાની તેના જોડેની શરમભરેલી દગલબાજીને લુચ્ચાઇનો પાછો ખ્યાલ થતાં, દીલનાં ડંખના દુઃખની મારીએ, જરા તરત

પાછી જંખવાણી થતાં કહયું, "હું તુંને ભુલવાની નથી, ડીઅર. હું બારફર્ડીનમાં જઇને ઘર પરશ કે તુંને મારી સાથે રેહવા તરત તેડાવી લેવશ."

"બારફર્ડીન?" નેનસીએ જરા તાજુબ થતાં કહયું, "એ જગાનું નામ મને જાણીતું છે. હું ધારૂંછ જે મારાં માયજી કાંઇ એ જગ્યાની વાત મારી આગળ અવારનવાર કરતાં હતાં. તું શું તાંહાં જવાની ને રેહવાની છે?"

મેરી ગભરાઇ. તેણીએ જોયું કે કાગળમાં જે જગ્યાનું નામ હતું તે ખરેખરૂં બોલી દઇને તેણીએ ઘણું ગંભીર કાચું કાપ્યું હતું, અને તેથી તેણીએ જરા ઉતાવળથી જવાબ કરતાં કહયું, "હા, પણ હું કંઇ તાંહાં નથી રહેવાની, હું તો ડેવનશાયરમાં એક મજાહનો બંગલો લઇને જાથુક ત્યાં રેહેવા ધારૂંછ."

"ખુદા ત્હારી બધી ભલી મુરાદ પાર પાડે," ભલી નેનસીએ દુવા ચાહતાં કહયું, અને પછી યાદ થતાં વધારયું, "હું તારી સાથના આએ બધાં તાહેલાંમાં મારા રોજરને તો ભુલીજ ગઈ! તેવણ મારા ઓરડામાં તપ્યા કરતાં હોશે. અમુને તો આજે રેકટરીમાં ચાએ પીવાનું તેડું છે. ને તાંહાં અમે બેઉ હમણાં તરતજ પાછાં જવાનાં છઇએ. હું ફકત ટોપી બદલવાજ આવી."—અને કેહવાની જરૂર નથી કે લુચ્ચી મેરીને આ ખુલાસો ઘણો ગમ્યો. તેણીને કેટલીક કીંમતી ને જરૂરી ખરીદીઓ કરવાની હતી, કેમ જે તે બધું જુનું પોતાની પાછળ મુકીનેજ જવા ચાહતી હતી. રખે પોતાનાં કાવત્રાંમાં કોઇ પોતાની ચીજ વસ્તુને આધારે પકડાઇ આવે

તે ફીકરથી એ નાલાયક તેટલીજ પોહુચેલી છોકરીએ છેક પાકકે પાયે કામ લેવા ધાર્યુ હતું, ને બધું પોતાનું જુનું પાછલ છોડી જઈ દરેક લઈ જવા જોગું તે નવુંજ વસાવા ધારતી હતી. એટલા માટે એ બધું ધીરેસાંસતે કરવા બને તેમા નેનસી કબાબમાં હાડકું થઈ પડનાર ન હતી એમ સાંભળવાથી તે અપ્રમાણીક છોકરીને કેટલીક ધીરજ મલી ગઈ.

અને એવામાં તો, તેની ધીરજ તમામ ખપી જવાથી, અંદર વાટ જોઇને નેનસીના રૂમમાં ટપતો ને ટીંગાઇ રહેલો તેણીનો ભવિષનો ભરથાર રોજર પોતે તેઓ હતાં તે ઓરડામાં પાછો ધસી આવ્યો.

તે એક સાદા દેખાવનો ખુબસુરત અને સાહલેસ જવાન હતો. ધાંધલ્યો ધરપચ્યો કે પુકરાજી ભરેલો તે જરાબી ન હતો. દેખીતોજ તે અપ્રમાણીકપણુંનો શતરૂ હતો. સખ્ત નેકી અને નીતીમાં માનવાવાલા જે થોડાક જવાનો થઇ શકે છે તે માંહેલો આ જવાન રોજર એક હતો.

તેને આપણે આગળ વાંચ્યું તેમ મેરી મુતલગ ગમતી ન હતી, અને તેથી નેનસીએ જયારે હર્ષીત જીગરે ને ઘણીજ તાજુબ થતાં તે છોકરીનાં અજબ જેવાં સુભાગ્યની તેના કને વાત કરી ત્યારે તે ખાસ્સો અજબ થયલો દેખાયો.

"હું મારી મેરી વગર કેવી એકલી પડી જવશ રોજર," તેણીએ હોઠ ચઢાવીને એક બચ્ચાંની નિર્દોષતા ફરીયાદની ઢપે કહયું.

"તું ફકર ના કર, ડીઅર," મેરીએ તરત હૈયે હાથ

આપ્યો; "હું થર પડવા સાથેજ તુંને મારી સાથે રેહવા આવવા તે તરફ તેડાવી લેવશ."

રોજરે લગાર તુચ્છકારથી તેના ભણી જોયું.

"ઠીકયું; ત્યાં વેર આવવાની મને જરૂર રેહવાની નથી, મીસ," તેણે કહયું; "હું એવા સંજોગોમાં જલ્દીજ અમારાં લગનની ગોઠવણ કરી લેવશ, અને નેનસી અમારી સાથેજ રહી શકશે."

નેનસી એ સાંભળતાં એશકથી એ મનોહર કીસમે લાલ થઇને નીચે જોયું.

"મારે ત્યારે તો એ લગનને વાસ્તે મોટી જેવી સેસ પેહરામણી તઇયાર કરવી પડશે." મેરી ચીબી થતાં તેના અવાજ ને અદામાં એ વખતે એક મોટે ઘેરની અભઇજીપણું ઘણુંજ દીસતું હતું.

તે રોજરને ગમ્યું નહી. એવી એક જેને માટે તે હલકું માનતો હતો તેની મુરબ્બીગીરીની તેણી નેનસીને કશીજ તુંભા ન હોવી ઘટે એમ તેને લાગ્યું.

"ત્હારાં સહી કયાં જઇ રેહવાનાં છે?" તેણે એમ છતાં તે મોંઢાં ઉપર ફરી વળેલો ગુસ્સો ખમી જઇને સ્હેજ સવાલ કયો?

"ઓ રોજર, કેટલું અજબ જેવું?" નેનસીએ પાછી યાદ થતાં સાદાઇથી કહયું; "એનાં એ વારસો આપી જનારાં સગાં બારફર્ડીનનાં છે!"

"બારફર્ડીન?" રોજરે ધ્રુરકતી કીસમે અજબ થતાં કહયું: "તે ડીસ્ત્રીક્ટ તો મારે પગે આવી રહેલું છે, ને તેને

વરે તો તું અવારનવાર કંઇ તારાં માયજીને લગતી વાત કર્યા કરતી હતી. ત્યાં મીસ રસ્ટનનાં કોઇબી સગાંવાહલાં હોવાની તો આપુને કોઇને અત્યાર તક કશી ખબરબી ન હતી!",

"એટલે–તમોને ખબર નહીં હોય તેથી તાંહાં મારાં સગાં કાંએ નહીં હોય જે?" મેરીને ચટકો લાગવાથી તેણીએ ગભરાઇને એકદમ તર્યાપાવ ફેંકયા. એમાં એટલું અજબ થવા જેવું છેજ શું? ખચ્ચીત. મને તો લાગેછ કે એ મારા ખુલેલાં નસીબની વાતથી તમે ને નેનસી જરાબી ખુશ થયાંજ નથી!"

"ઓ મેરી તું એમ કહીજ કેમ શકેછ?" નરમ દીલની નેનસીએ આ ન છાજતા ને ગેરવાજબી ઠપકાથી લગભગ રડી દેતાં કહયું.

મેરીએ ત્યારેજ પોતાનીજ ભુલ જોઇ, તેણીએ જોયું કે નેનસી કે રોજરને શતરૂ કરેલાં કદીબી પરવડવાનું નથી, જેથી તરત નરમ પડી જઇ તેણે નેનસીને પોતાની ગોદમાં લીધી, ને પોતે સ્વભાવ ખોહી દેવા માટે તેને કીસ કરી તેણીની માફી માંગી.

"હું ઘણી ઉતાવલી થઇ, નેની ડીઅર, મને માફ કર." તેણે માંગી લીધું. "આએ મારી ખુશ નસીબી અચણુચ આવેલી હોવાથા જરા આજે મારૂં માથું ફરેલું છે."

પણ એ બધી હીલચાલે પ્રમાણીક રોજરને તો ખુદદીલીજ કાંઇ વેહમાવા કે નારાજ થવાને કારણ આપ્યું, તેને એ કશું ગમ્યુંજ નહીં. ખુદ નેનસી વીરૂધ્ધ એક વખત એક

લુટરૂં કરતાં તે તેના કને પકડાઇ ગઇ હતી ને ત્યારથી એ છોકરીને માટે તેણે સદા ઘણું હલકું મત બાંધ્યું હતું, જે તે અત્યાર તક ફેરવી શકયો ન હતો; ને આજે તે તેણીની વિરૂધ્ધનું ખોટું મત તેણીનાં સંબંધમાં કશુંબી સારૂં નહીં માનવાને જાણે બજીદ હઠીલાઇથી તેને સંતાપતું રહયું હતું. એ શું ? તે પોતે પણ તે બાબે પોતાનાં મનથી ઘણો અજબ થયો.

* * * *

તે સહાંજ આગમચ મેરીએ સઘલી જરૂરી ખરીદીઓ કરી લીધી, ને બીજીજ સહવારે ત્યાંથી રૂખસદ લેવા થકીની સર્વ ગોઠવણો કરી નાંખી, કે જેમ કરતાં તે હવે ઝાઝી ખેંચાઇ નહીં. રોજરની તેને જરા પેહલી હરોલમાં બીહીક લાગી ખરી પણ તેણીએ પોતાનાં મનને મનાવી લીધું કે હવે પાછી હઠવા માટે ઘણુંજ મોડું ગયું હતું—અને પરીણામમાં બીજી સહવારે તે કંગાળ ઘરની ઘરવાલીને ચઢેલું ભાડું આપી, પોતાનાં પેકેજીસ સાથે મોટાઇના સઘળા રોબ વચ્ચે, નેનસીને મળી ભેટી તે બાહેર પડી ત્યારે જાણે પાપમાં તે પુખ્ત પ્રવીણતા મેલવી ચુકેલી હોય એટલી બધી હીંમતવાન બની ગઇ હતી!

ઑગસ્ટ મહીનાની શરૂઆતની તે સહવાર હતી કે જયારે યોર્ક સ્ટેશન ઉતારૂઓથી ચીકાર ભરાયલું હતું. ઉત્તર ને દક્ષીણ તરફ જવાની ગાડીઓની ધમાલનો વખત હતો. ને ઉતારૂઓ એમથી તેમ પોતાનાં ગાંસડા પોટલાં સાથની દોડદપટમાં ચોપાસ વેરવાર ધસતાં ધામતાં નજરે આવતાં હતાં.

એ વખતે એક છોકરી સ્ટેશનના એક ખુણામાં દબાઇને

ઉભેલી હતી. એડીનબરો એક્સપ્રેસ સ્ટેશન પર આવેલી તૈયાર હતી, પણ તેમાં તે જનાર ન હતી તે એટલાથીજ જોવાતું હતું કે તેનો લગેજ જે ઘણો હતો તે બધો તેની આસપાસ પડેલો હતો. તે મોટે ઘરની કોઇ શ્રીમંત અબલા હોય એવોજ તેનો રોબ ને પોશાકનો થથરો હતો.

તે સીધી પતલી અને ઉંચી હતી દેખીતી તે ઘણી સુંદર હતી, ને તેવોજ તેનો તાપ હતો. હાથમાં ક્રોકોડાઇમ લેધરની એક બેગ હતી, જેમાં કીંમતી અવેજ હોવો જોઇએ એમ તરતજ લાગતું હતું. તેના તમામ લગેજપર વલી Miss N. P. એવી રીતના તેનું નામ દર્શક પેહલા હરફો હતા.

તે મેરી હતી, પણ હાલના તેના સઘળા શ્રીમંત થથેરામાં તે એટલી બધી બદલાયલી છોકરી દેખાતી હતી કે એ આગમચ તેણીની કંગાલ્યત વચ્ચે જેઓએ તેને ઘણાજ ઘાડા સંબંધમાં જોઇ અને ઓળખી હોય તેઓજ તેને હાલમાં પીછાણી શકે. તે એક કમનસીબ દલીદ્રતાની તેની દુખભરી ગઈ ગુજરી તેણીના હાલના સુખમાં મહીનાઓથી ભુલી ગઇ હતી. અને તેણીની અજબ જેવી સુંદરતા પૈશા ટકાના બાહાર સાથે હાલમાં સેંકડો દરજ્જા જ્યાદા ઝલેહ આપતી પુરવાર થઇ હતી.

તેની સાથે તેની (દાસી) "મેડ" હતી. તેબી જવાન અને સુંદર હતી, ને પુરતા થથેરામાં હતી. મેરી તેને પોતાની સાથે શોભી રહે એવી કીસમેજ દરેસ કરાવતી હતી.

તે પોતાના "હક" ઘણી આસાનીથી પુરવાર કરીને પર વારી ગઇ હતી, અને મીસ બીડલના બાહોશ સોલીસીટરોને વટીક પેલી સર્ટીફીકેટો વિગેરે ઓચરયાં રજુ કરીને જબરી સીકસ્ત અને થાપ આપી શકી હતી. ટુંકમાં બધું તેણીની ગણત્રીઓ મુજબજ પાર ઉતર્યું હતું, ને ગરીબ નેનસીને ગરીબીમાં અવત્યાં ખાતી મેલી તે તેણીના તમામ ધનવાન વારસાની ધનેતર ધણીયાંણી થઇ બેઠી હતી.

અલબત તેણીને પોતાના નામો નીશાન તજવાં પડયાં હતાં, ને હાલ તે નેનસીને નામેજ ઓળખાતી હતી. નેનસીને કે તેને આ દુરદરાજમાં કોઇ ઓળખવાવાળાં હતાં નહીં અને વધારે કુનેહભર્યું તો એ હતું કે બારફ્રડીનમાં ટકવામાં પણ જોખમ માની લઇ તેણીએ તે પૈસા ટકા ને વારસો હીસ્સો સ્વાધીન લેવા કેડે ત્યાંથીબી ઉઠાંગરી કરી વંજેજ માપ્યો હતો. તેણીએ સફોકમાં એક થણી નામીચી મીલકત ખરીદી હતી. અને ત્યાં સુખકરારથી રેહવા થકી, 'સીઝન' ગુજારવાને મસે હાલમાં તે એ તરફ જવા નીકળી હતી. ત્યાં છેક તે તરફ તેણીને કોઇ ઓલખે પીછાંણે કે વેહમાય એવો કશોજ સંભવ ન હતો, ને ત્યાં પરણીને પાર પડી જવાની તે લુચ્ચીએ ઘણી દુર અંદેશ ગણત્રીઓ કરી મેલેલી હતી. તેણીએ જાણે સરત ચુકથી થયું હોય તેમ, ન્યુ કેસલવાલા પોતાનાં સોલીસીટરોને વટીક પોતાની હીલચાલથી અંધારામાં રાખવાની ખાસ સંભાલ લીધી હતી એટલે જે તેણીનું ભયંકાર તરકટ પકડાય તોપણ કોઇની નજર તેણીની શોધખોળ થકી સફોક ભણી લંબાય એ કશીજ રીતે સંભવતું ન હતું.

એવામાં સાઇડ પ્લેટફોર્મપર મોટા ધમધમાટ સમેત એક બીજી ટ્રેન દાખલ થઇ.

"લુસી" તેણીએ તે જોતાં સાથે પોતાની મેડને હુકમ કરી કહ્યું, "દોડી પોહોંચ ને તલ્લાસ કર કે એ આપણી ટ્રેન છે યા નહી."

લુસી નમીને ગઇ.

લુસી નમીને ગઇ, અને પછી મેરીએ જરા બીજી મેર નજર ફેરવી તો—ઓ અજબ! પેલી મેડમ સારા તેણીને લગોલગમાં ઉભી રહીને ઘણી અજબ થતી તેના લગેજપરનું નામ વાંચતી હતી!!

મેરીનો એ જોતાં અરધો જીવ ફના થઇ ગયો. અફસોસ કેવી નહીં ધારેલી ઘડીએ-કેવી રીતે તે સલામત છટકી જઇ શકવાની અણીપર હતી ત્યારેજ આ દદા—દુશમન—તેને પડખે ફુટી નિકલી! તેણીએ પઇસાવાલા થવા પછી તેણીનું દેવું શીલીંગ પેન્સ સુદ્ધાં ભરી દીધું હતું, અલબત તે ક્યાં હતી ને પઇસા ક્યાંથી આવ્યા તે બધું એ દરજણને જાણવા નહીં દેવાની તેણીએ પુરતી સંભાળ લીધી હતી અને તે તો ધારતી હતી કે તે જુલમગારના બસથી ખુદાની દયાથી અજબ જેવી રીતે બચેલી હવે તે તેણીનું "કાળુ મોંહ" આ જીંદગીમાં કદીબી જોવા પામશેજ નહીં, કે જયારે જીંદગીમાં તદન નહીં ધારેલું ઘણીવાર બને છે તેમ હમણાં પણ તેના ને મેડમ સારાના સંબંધમાં આ અજબ જેવું બન્યું હતું!

મેડમ સારા ઘણીજ લોભી ને લુચ્ચી ઓરત હતી. તે-

ણીએ બધું બાંગડ રવેસે વાંચ્યું જોયું ને હૃદયમાં ઉતાર્યું. તે બીસ્યાર લગેજ, તે કયાં જનાર હતી તે, તે લગેજ ઉપરનાં નામના પેહલા હરફો, મેરીનો ઠાઠ ને દાયા શુધ્ધાં મુસાફરી કરતી હોવાનો તેનો એક લેડીસીપ જેવોજ ઠેરો એ બધું જાણે તેને જરાબી નવું ન હોય તેમ-પોતાની અજાયબીમાં પકડાઇ નહીં આવવાની સંભાલ રાખીને તેણીએ જોઇ લીધું, ને ઢોંગી મીઠાસથી-હસ્તે ચેહેરે-શેકહેન્ડમાં હાથ લંબાવતી તે મેરીની છેક લગોલગમાં આવી.

"મારી વ્હાલી મેરી-તું?" મેડમ સારાએ તે કેવીક ખુશી થઇ ગઇ હોય તેમ ઉલટમંદ કહયું, "નરી જાણે એક શાહજાદી!! એટલો બધો સુખી ફેરફાર ત્હારી હાલતમાં કેમ ને કયારે થયો? જરા થઇને મને જાણવાબી નહીં દીધું? હું થોડી ભાગ માંગતે? હું જાણીને ખુશી તો થતે?"

મેરીએ જવાબ દીધો નહીં. તેની જબાન તેનાં ટાલવાંસે ચીટકી બેઠી.

"આવો કીંમતી 'કલૅક' ખરીદયો ને તેં એક ઓરડર વટીક મને નહીં આપ્યો કેની? તે બાહોશ દરજણે તેણીનાં જવાબને વાસ્તે થોભ્યા વના ગબડાવ્યા કર્યું; "આટલા ઠાઠમાઠ સારૂં કપડચપડ તો ઘણુંબી ખરીદયું ને વશાવ્યું. તેમાંથી કોઇ એક ઓરડર તો મને આપતે? એટલી બધી મારી સાથ જુદાઇ! એટલી બધી દુશમની કેની? વારૂં! વારૂં!

"મ-મને તમારી યાદ થઇ નહીં," મેરીએ ગળગળતે સાહદે ને ફગલાયલે અવાજે જવાબ કર્યો.

"દા, કાહાંથી થાય-હવે તો પઇશાવાલાં થયાંની? મેડમે

ચોખા દીધા; "વારૂં ચાલ, કંઇ નહીં કુવામાં હોશે તો હવાડામાં આવશે. આજે નહીં તો કાલે. તું વાહલી દીકરી એકદમ એમ અજબ જેવી રીતે પઇસાવાલી થયલી કોઇ દાહરે!" અમુને ગરીબને કામનીજ છે. સુખી રેહે!" વલી જરા થોભીને—"કાંહાં સીધારેછ? લેકડીલ્ડ કે! સફોકમાં ની? મેં તો બોકસપર વાંચ્યું, ને હું ઘણી ખુશી થઇ, કેમજે હુંબી નોરીચ જાઉંછ તે ઘણો રસ્તો આપરે વાતચીત કરતાં સાથેજ મુસાફરી કરી શકશું. પણ એ તેં ત્હારૂં નામ કાંય બદલ્યું હોશે, છોકરી? આએ ઇનીશયલ્સ તો કંઇ જુદીજ છે!

"હા, મને વારસાના કરાર મુજબ મારૂં નામ બદલવું પડયુંછ," ગભરાયલી મેરીએ વધતા ફગલાયલે ચેહેરે કહયું, કે જયારે આ તેના દીસ્તા ગભરાટને લીધે કાંઇબી પાંસરૂં ન હોવા બાબે તે દુન્યાની ખાધેલી દરજણને તાબરતોબ ખટકો શરૂ થઇ ચુકયો હતો. એટલા માટે સઘળી ખરી હકીકત જાંણે તેણીની આંખમાં વાંચી લેવા માંગતી હોય તેમ તેને ધારી ધારીને જોતી હતી એટલે ખુલાસામાં કાંઇબી વાશેષ કહેવાની મેરીને ફરજ થઇ પડી ને તેણીએ એક નાદર વારસો અનાયસ તેને મલેલો હોવાની તે દીલજીત કાંહાંણી તેણીને ટુંકમાં કહી સંભળાવી.

"સારૂં થયું—ઘણુંજ સારૂં" મેડમે તે સાંભળીને બાહારથી ખુશાલી દરશાવી, જયારે બાતેનમાં તો તે ગંભીર વસવસા ને અદેખાઇથી જલીજ જતી હતી. "ખુદાએ તું લાયકને લાયક બદલો આપ્યો. ત્હારી માય મારે તાંહાં વરસો તક નોકરી હતી, પણ તેનાં કેથેબી કોઇ એવાં પઇસાવાલાં અભેતાં

તમેતાં હોવાનો મને તો સ્વપ્નોબી નહીં હતો! વળી ઘણુંજ-અજબ જેવું તો એ કે તુંને પેલી તું જેની સાથ રેહતી હતી તેજ તાહરી સહીનું નામબી રાખવું પડયું!" અને પાકી આવે તેમ તે દદા મોટે ર્હાદે હસી.

મેરીનાં પાણી જાસ્તી ભરી ગયાં.

"એમાં હસવા જેવું છે શું? એક શરખાં નામના એવા દાખલા તો ઘણાબી હોશે," તેણીએ કહયું, અને ખુલાસાનો દમ ખેંચીને જોયું કે તેજ ઘડીએ પેલી "મેડ" તેનો છુટકારો કરવો હોય તેમ તેઓ વાત કરતાં ઉભાં હતાં તે તરફ દોડતી પાછી આવી.

"કાંય લુસી આપણીજ ગાડી છે કે? ચાલ, ત્યારે અસબાબ ઉંચકાવ."—મેરીએ હુકમ કર્યો, અને પછી મેડમ સારા તરફ દમામથી ફરીને કહયું, "માફ કરજો, હું જાઉંછ; હું તો ફર્સ્ટમાંજ ત્રેવેલ કરૂંછ."

પણ તે ફ્રેન્ચ ઓરત હવે તેની પુઠ છોડે એવી સુમારી કયાં હતી?

"તે તો વધતું સારૂં," તેણીએ કહયું, "કેમજે હુંબી હંમેશ ફર્સ્ટમાંજ મુસાફરી કરૂંછ." અને મેરીની હદ વનાની કરાજી ને જાસ્તી ગભરાટ વચ્ચે જાણે તે કેવીક તેણીની જીવેજાન હોય તેમ-ઘણાંજ હેતના ઠરાંપરાંથી વાત કરતી તે તેની લગોલગ ચાલી. અને પછી મેરી જે કંપાર્ટમેન્ટમાં બેઠી તેમાંજ પોતાનો અસબાબ પણ ગોઠવાવી તેમાંજ ચઢી જઇ તે પોતેબી તાબરતોબ મેરીની લગોલગમાંજ ગોઠવાઇ બેઠી!

———:o:———

# પ્રકરણ ૬ ઠ્ઠું.

—:•:—

મેરી મનથી ઘણીજ ખીજવાઈ. તે કેવી આસાનીથી સફોક માંહેલા લેકફીલ્ડના ખુશકારક પરગણાંમાં સટકી જવાની ઉમીદ બલ્કે ખાત્રીમાં હતી તે દરમ્યાંન યોર્ક સ્ટેશનપર તેની રોજે અવલની શતરૂ આ મેડેમ સારા ક્યાંથી ફુટી નિકળવા પામાં! કેવું સંકડામણ-કેટલું દુદઇવી દુરભાગ્ય! તેઓ જરા આ પાછલ બી નહીં થયાં!!

અને આગળ આપણે વાંચી ગયા તે બે વચ્ચેની વાત ચીત તે મેરીના દેખીતા ગભરાતથી કાંઇબી "દાલમાં કાલું" હોવાનો તે ફ્રેન્ચ દરજણને તાબરતોબ વ્હેમ પડયો, એટલે તે તેનો પીછો મેલી દે એમ ન હતું. તે લુચ્ચાઇમાં ભરી રહેલી દુન્યાંની ખાધેલ ઓરત લુચ્છાઇ તરત પીછાંણી શકતી હતી. ચોરનાં પગલાં ચોર તરત પીછાંણે છે. મેરીએ તો, અલબત, તેને ટાલવા જોગું ઘણું એ કરયું, અને પછી પોતે ફર્સ્ટમાં મુસાફરી કરનાર હતી તે મગરૂરી પર તેણે ઘણો મદાર બાંધ્યો, પણ તેમાંબી તે પૈસાના મોહની ફસાવતમાં ફસેલી છોકરી પોતેજ માહાત થઇ. કેમજે મેડમ સારાએ તો પોતે બી ફર્સ્ટમાંજ મુસાફરી કરતી હોવાની ખાત્રી આપી પોતાનો અસબાબ ઠંડે કલેજે મેરીવાલાજ કંપાર્ટમેન્ટમાં ગોઠવ્યો, અને તેણીનાં પોતે પણ બીજી પલે ત્યાંજ મેરીને પડખે ગોઠવાયાંને ઠર પડયાં!

મેરી તેથી મનથી ઘણીજ ખીજવાઇ, ને મેડમની તેને

વાતમાં ઉતારવાની દરેક કોશેષ વ્યર્થ જતી નજરે આવી. તે તો હસી હસીને–જાણે કશો વ્હેમ બરપા થયોજ ન હોય તેમ–અવલતો એલાર પેલારની વાત કરવા લાગી, પણ મેરીએ તેનાં તદન "નો કોઠાં" કરી ફકત "હા" ને "ના" ના એવા ટુંકા ટચ અને તોચ્છડા તબકરા જવાબો આપવા માંડયા કે અંતે મેડેમની ધીરજ પણ ખપી ગઈ.

"હવે ત્યારે હું એમ પુછું," મેડેમે તે ઉપરથી તરત પોતાનો અવાજ અને અદા બદલી નાંખી એકદમ ગંભીર થતાં, ને મેરીના ચેહરાની ચમકપર પોતાની બીલાડીની આંખ જેવી તીક્ષણ નજર ટીકેલી રાખતાં પુછ્યું, "હું એમ પુછું કે જો બધું સરખે સરખું ને પાંસરૂંજ હતું તો પછી લંડનથી તું એમ ચોરની પખીન ન્હાસી કાં આવી ?"

"એટલે–તમે એવું મારે વાસ્તે ગલીચ ધારનારને મને પુછનાર કોણ જે ?" મેરીએ પોતે પકડાઇ આવેલી જોતાં–એક વાઘણની અદાથી ખીજવાઇ ઉઠી.

સારાં નસીબે તે નાધલા સાઇડ કંપાર્ટમેન્ટમાં તે બે એકલાંજ હતાં. મેરીની દાયા લુસી વટીક બાજુમાંના નોકરો-વાલા વર્ગમાં હતી. મેરીએ મોહોત ચેતી તેને ત્યાંજ બેસાડવાની ગણત્રી અને સંભાલ કરી લીધી હતી.

"પુછનાર કોણ ?" મેડમે તરત જવાબમાં જીવ જીકાટયો, ને તે પોતાનાં ખરાં સ્વરૂપમાં પ્રગટ પડી; "પુછનાર કોણ? હું ને આખું લંડન ! હું ને દેખીતી રીતે જેનો ચોરીથી તેં હક લુટયોચ તે ! તું એમ ના સમજતી કે હું બોચ્યું છેઉં, ને

ખરો મામલો પામી જઇ શકી નથી. તારૂં નામ ફેરવીને તેં ત્હારી સહીનું ધારણ કીધેલું છે તેટલુંજ મારા જેવી ચગોરને જોઇતી બાતમીઓ મેલવી આપવાને બસ છે, ને તેથી ખુબ ખાત્રી રાખજે કે જો તું મને વિશ્વાસમાં લઇને ત્હારો ખરો ભેદ નહીં સમજાવશે તો એ ભેદને તળ્યે પોંહચશ નહીં ત્યાં વેર હું મા ા પગ વાલીને બેસવાની નથી."

મેરી હીંમત હારી રડી પડી.

"શું કરવા તમે મારી સાથ હંમેશની એમ દુશમની લેઇ બેઠાંછ? મેં તમારૂં શું બીગાર્યું?" તે રડીને કગલી પડી.

આટલુંજ બસ હતું. આટલુંજ પુરેપુરૂં પુરવાર કરતું હતું કે મેરી કોઇ ભયંકાર દગાબાજીથી પારકો ને આઇતો દલ્લો ધાઇ પડી બેઠી હતી, અને તે બાબે ખાત્રી થતાંજ મેડેમ સારા પોતાના લાભની ગણત્રીનો હીસાબો કરવા પડી ગઇ. તેણીએ જોયું કે આ સંજોગોમાં મેરી સાથ તોરછોડ કે બિગાડ કરવાથી કશું સાર્થક થનાર ન હતું. તે મેરીને ઉંઘાડી પાડે કે પડાવે તેમાં તેનો પોતાનો દી શો ઉંઘડવો હતો? તે કરતાં તે જો તેણીને પોતાથી બીહીધેલી ને થથરેલી હંમેશ રાખે તો તે એ છોકરીને અંગોઠાપર નચાવી શકે, ને વળી જીવ ચાહે તેમ તેણીને પોતાના લાભમાં નીચવી ને વેતરી શકે!

"ચાલ, બસ, રરના, મારાં પાસાંમાં આવ." તેણીએ તે ઉપરથી તરત નરમ પડી જઇ તેને ગોદમાં દાબતાં કહ્યુ; "તું મને સાંભી ખીજવેછ. ત્યારે કેની? ઘેલી રે, એમ કાંએ કીધું? એમ કોઇ કરે! એ કંઇ ન્હાનો સુનો કાયદાની ચુંગા-

લનો અપરાધ છે? વલી તું કેટલી કાચી છે! અવલ તો તારી સહીનાં નામથી તું બેધડક ફરેછ તેજ કોઇ દાહડે ત્હારી ગરદન ફસાવી નાખશે. ચાલ બસ કર," તેણીએ ડચકાં ખાતી મેરીનું માંથું પસવારીને વધારયું. "મારાથી બીહી ના. મને સમાલ્યા કરશે ને રાજી રાખશે તો મારાથી ત્હારે બીહીવા જેવું કશુંજ નથી."

અને મેરીને, અલબત, તેણીના આ હીંમત આપનારા સખ્યારાઓથી ઘણી ધીરજ વળી. સોનાની ચાવીથીબી એ દદાનું મોહ સીવેલું ને સીલ કરેલું રાખી શકાતું હોય તો તે ગણીમત હતું તેવી ચાવી જોગું તો તેના કને ખુદાનું આપેલું બીસ્યાર ને પુરતું હતું.

"મારે ફક્ત એકજ શરત તારા સાથ કરવી છે," મેડેમ સારાએ એ પછી તરત બેઆતું મુકયું. "તુંને તારા પૈસા ને દબદબા પ્રમાણે સાથે એક 'કંપેન્યન' રાખવા વગરતો ચાલવાનુંજ નથી. તો એક મારી લાચાર બેચાર બેહેનની દીકરી નામે મેબલ છે તેને તું તારી નોકરીમાં રાખ. ઘણીજ અસીલ ને ગરીબ છોકરી છે, ને તાહરે તાંહાં ઘણી સુખી થશે. કબુલ? તહારે ગમે તે પગાર આપજે. હું નોરીચમાં હાલ તે લોકને તાંહાંજ જાઉંછ, ને તું જો મારો સુખન રાખીને એક રાત નોરીચ થોબે તો હું તુને તેનું પાંખડું પકડાવી આપું. બસ એટલું કરશે તો તું મારા પાટ પર પોતાને સલામત સમજ, ને તાહરાં બધાં કપડાંચપડાંના ઓરડર તું મનેજ મોકલશે તો બસ."

મેરીએ કબુલ કરયું. એ તો તે ધારતી અને બીહીતી

હતી તે કરતાંબી પોતાની ચુપકીની કીંમતમાં મેડેમ સારાએ હજારો દરજ્જા ઓછું માગ્યું, તો તે કેમ રાજી નહીં થાય?

તેણીએ તે પછીનાં પેહલાંજ સ્ટેશન પરથી લેકફીલ્ડના પોતાના "પાક" માં નોકરોને તાર આપ્યો કે તે એજ રાત્રે લેકફીલ્ડ પોંહોંચનાર ન હતી.

તે ત્યાર કેડે નોરીચ ઉતરીને તે તરફનાં એક પેહલે વાંધેનાં હોટેલમાં ગઈ અને થોભી અને બીજીજ સહવારે મેડેમ સારા તે પોતાની ભાણજી મીસ મેબલ એલીસને લઇને નોકરી રખાવા આવી. એ વખતે મેરી એક સુખકારક ઓરડામાં સઘડી આગલની એક મોટી આમ ચેરમાં ગોઠવાઇને બેઠેલી હતી, અને કેહેવાની જરૂર છે કે તેણીના વિચારો ઘણા દુ:ખકારક હતા? મેડેમ સારા આગળ પકડાઇ આવવા ને બધું કબુલ કરી દેવાની પોતાની નબળાઈ માટે તે ઘણી પસ્તાતી અને પશેમાન થતી હતી. તેણીને લાગ્યું કે તેણીએ થોડીક વધતી હીંમત અને સમયસુચકતા રાખીનેજ કામ લેવાની ઘણી જરૂર હતી. જો તે હીંમતથી એ દદાને "ડીફાઇ" કરતે તો બનવાજોગ છે કે તેજ સાંમી બીહી જતે, ને ખસ્યાણી પડતે, પણ હવે તે બધાંને માટે ખચ્ચીત કરીને ઘણું મોડું થયું હતું. હવે તો એ ફ્રેન્ચ દરજણને હાથ તે પોતાની મુંડી સોંપી ચુકી હતી, અને તેથી તેનાં પરીણામો માટે તેણીએ બેતકરાર તઇયાર થઇ રહેવું હતું. (N P) અને તેવામાં ઉપર કેહેવા મુજબ મેડેમ સારા સુંદર મેબલ સાથે તે ઓરડામાં આવી.

"આએ મારી ભાણેજ મીસ મેબલ એલીસ," મેડેમ

સારાએ સરેસ્તાની અરસપરસ ઓલખાંણુ કરાવતાં કહ્યું, "એ તમારી નોકરી ઉઠાવા ખુશી છે, મીસ નેન્સી."

"મારાં માસીજીની અમારીપર ઘણી મેહેરબાની છે," મેબલે ઘણા મીઠાસથી કહ્યું, "પણ એ એવણુની ઓફર એટલી અચણુચ આવી લાગી કે અમે તો ગભરાઇજ ગીયાં, હું તો ઘણી આનાકાનીથી અહીં આવી. મીસ રસ્ટન. મેં એવણને સમજાવ્યુ કે કંપેન્યન તરીકે હું તમોને નહીં ગમું તો?"

"તમો મને ગમોછ," મેરીએ જુસ્સાથી કહ્યું–અને ખરેખર મેબલના દેખીતા નમાના, ગરીબ અને પ્રમાણીક ચેહે-રામાં કાંઇ એવું ખેંચાંણકારક હતું કે જે તેને જુએ તે તેને ચાહે. તે સરોવરનાં ઝાડ જેવી ઉંચી, સીધી ને પતલી હતી, અને તેનો સુંદર ચેહેરો સાહલેસાઇ, સભ્યતા, નિર્દોષતા ને પ્રમાણીકપણાંનોજ એક આયનો હતો. મેરીને તે તેથી, પહેલીજ નજરે ગમી ગઇ.

"આજે બપોર પછી તમે તમારી કપડાં ચપડાંની ત્રંક લઇને અત્રે આવી જજો; હું સ્હાંજની ત્રેનમાં લેકરીલ્ડ જવા અત્રેથી ઉપડી જવા ધારૂંછ," મેરીએ હુકમ આપ્યો.

ટુંકમાં પગાર વિગેરેની સર્વ બંદોબસ્તી છતી થઇને મેડેમ સારાએ પોતેજ કરાવી, ને તે બેઉ બોરદુને માટે એટલું બધું સંતોષકારક હતું કે પોતાની માસીને આ કોઇ દેખીતી ઘણી ધનવાંન બાનુ સાથ એટલી હદ સુધી સારૂં હતું તેથી મેબલ પોતાના મનથી જરા છક અને અજબ વટીક થઇ. એમ

છતાં તેણીને ફરયાદ કરવા જેવું કશું નહતું. મેડેમ સારા સુખી સ્થિતીમાં છતાં પોતાની ગરીબ વીધવા બેહેનને કાંઇ પુછેપરછે તેવી સખી તબેહની નહતી, અને તેથી મેબલની માતાને તેનાં નાહનાં ભાઇબેહેનોના ગુજારા માટે આ એક સાંધણ તદન આપતું, અચાનક ને નહીં ધારેલું હાથ આવવાથી તે ભલી છોકરી ઘણી રાજી થઇ.

બધી બોરદુવાલાં રાજી થયાં. મેડેમ સારા જાણતી હતી કે એ રીતે એ પોરીની હીલચાલપર પોતાની મરજીની એક ચોકી મુકવાથી મેરીની મુંડી તે પોતાના હાથમાં હંમેશ ભચડેલી રાખી શકવાની હતી, ને તે તેને કશીજ રીતે હાથતાલી આપીને કેથે વટી જઇ શકનાર ન હતી. મેબલને કંપેન્યન તરીકે રખાવવામાં તેણીની મકસદ પોતાની ગરીબ મુફલીસ બેહનને મદદ થવાની હતીજ નહીં. ખાસ કરીને તો મેરી પર તેનો કબજો રહે તેજ તેણીની ગણત્રી હતી, અને તેથી તે એક કાંકરે બે પક્ષી હાલમાં મારી લેતી હતી. વળી, બીજા હાથપર મેરીને બી નારાજ થવા જેવું કાંઇ ઘણું ન હતું. તેના જેવી એકના હાથ આગળ એવી એક સુંદર છોકરી કંપેન્યન તરીકે હોય ને રહે એ ઘણું ચાહવા જોગ હતું. સોસાયટીમાં તેથી તેણીનો સ્ટેટસ વધે એમ હતું—ને વળી આ છોકરી જોતાં સાથે ગમી જાય તેવીજ હતી એ વીશેષ ગણીમત હતું, કે જયારે મેડેમ તેનાં ખીસાપર ફકત એટલોજ કાપ મુકી અલગ થનાર હતી એ તેણીને ખુદાની શુકર ગુજાર થવા જોગજ લાગ્યું.

તેણીને માટે હવે પાછું હઠવા જેવું હતુંજ નહી જે

ઠગાઇનાં જીવતરે જીવવામાં તેણીએ જીપલાવ્યું હતું તે માટે આજે વખત પસ્તાવાથી તે જલી જતી હતી ખરી, પણ હવે તે થયું ન થયું થાય એમ હતુંજ કયાં?

તે મોટાં હોટેલના ડાઇનીંગ હોલની ટેબલ પર તે એક ઝલકતા સેતારા મીસાલે જમવા આવેલા અનેક જવાન્યાઓની આંખ ખેંચી રહી. તેણીના પૈસાએ તેની ખુબસુરતીની ઝલેહ ઓરની ઘણી વધારી આપી હતી, અને તેથી તે દહાડેની તેણીની ટેબલપરની હાજરીએ તે હોલમાં મસ મોટું "સેનઝેશન" ફેલાવ્યું. તેણીએ ગરદન અને હાથ આરપાર ઉંધાડાં દેખાય એવું એક પતલું સફેદ ગાઉન પેહડેલું હોવાથી તે ઘણી મનહર નજરે આવતી હતી, અને બાળ માથાં ઉપર એવી તરકીબથી બાંધી લીધા હતા કે જે તેને જ્યાદા દિલકશ દેખાડતા હતા. તેનાં ગલાંમાં ને હાથપર વળી હીરા ઝલઝલ થતા હતા, અને તે કે જેણે થોડાક પાઉંડ પગાર કરવાની મેહેતલ માટે ફકત થોડાજ દીવસ પર મેડેમ સારા જેવી એક સીતમગારની આટલી મીનતો ને આજેજી કરેલી તેની સ્થિતીનો આ સુખી ફેરફાર તેને પોતાને પણ બાજે વખત અજાયબીમાં ગરકાવ કરતો રેહતો હતો. અફસોસ ફકત એટલોજ હતો કે એ ફેરફાર ગેરહકનો ને ચોરીનો તેને શોહોધતો આવ્યો હતો, ને પ્રમાણીકપણુંની તેમાં તમામ ગેરહાજરી હતી.

—:o:—

## પ્રકરણ ૭ મું.

—:o:—

"લેકરીલ્ડ પાર્ક" એ સફોકના લેકરીલ્ડ પરગણામાં

મેરીએ ખરીદેલી તેણીની માનીતી મીલકતનું દમામદાર નામ હતું, કે જ્યાં બીજી સહવારે તે અને મેબલ આવી પુગ્યાં ને થર પડયાં. તે તરફની સીનરી અને બગીચા એ સઘલું એટલું દીલજીત હતું કે એવી એક મીલકત સવેલા તેણીને હાથ ચઢવા માટે મેરી પોતાને મુબારકબાદી આપ્યા વના જાણે રહી શકી નહી.

તેણીની આમદે, વલી, તે નાના પરગણામાં મોટી ઉશ-કેરણી ફેલાવી, અને એક જવાન દેખાવલી બાળા એ કીંમતી મીલકતની નવી માલીક તરીકે ત્યાં આવીને થર પડી હતી તે વાતે સ્વભાવિક મોટી ચરચાને આખાં ગામમાં જન્મ આપ્યો.

પેહલાં તો મેરી ત્યાં પણ જરા અણમનીજ રહી. મેબલની જાશુકની હાજરી તેને હજી વધતી ઓછી ખટકતી હતી, કેમકે તે છોકરીને ચોકીદાર તરીકે લુચ્છી મેડેમ સારાએ તેની સાથે રખાવી હતી એ તે વાત પોતે ચતુર હોવાથી તરત ચેતી જઈ શકી હતી. ખરેખર તો મેબલને ચોકકસ પાઠ ભણાવીનેજ મેડેમ સારાએ એ તરફ મોકલી હતી, પણ તે તેણીએ એટલી નિર્દોષતાના દેખાવથી કહયું હતું કે મેબલ તેણીની ખરી મકસદ મુતલગ સમજવા પામી ન હતી. સમજતે તો તે આવતેજ નહીં એટલી બધી તે છોકરી સચ્ચાઇને ચાહનાર હતી, ને તે ફીકરથીજ મેડેમ સારાએ તેને ખરો ભેદ કહીને પોતાના વિશ્વાસમાં લેવાનું ખાસ મોકુફ કરયું હતું.

એટલા માટે મેરી પેહેલાં તો મેબલને અવિશ્વાસથીજ જોતી રહી પણ મેબલ એવી તો નેક નીષ્ટાથી—કશાંબી માથાં

મારવા કે તારી મારીની તેહકીક રાખવા વના-ચુપચુપ પોતાનું કામ લેતી પુરવાર થઇ કે મેરી પોતાની મરજી ઉપરાંત તેને માટે અંતે સારૂ માનતી થઇ, ને ત્યારે હીંમત પાંમીને તે પાછી ખુશાલ ને ઉલ્લસમંદ બની.

તે પોતે ચીરડાઉ ને ચીથરાંફાડુ બની ગઇ હતી, ને તેમ છતાં તે ગુસ્સે થાય કે ગુસ્સે થયલી હોય ત્યારેબી મેબલ એટલી મીઠી, નમાની ને ધીરજવંતી રહી શકતીને એવી સખ્ત તાબેદારીથી તેણીને પાછી મેલવી લઇ જાંણતી કે તે પોતેજ પોતાની ગેરવાજબી ચાલ માટે ખસ્યાંણી પડતી, ને એવી એકને પોતાની કંપેન્યન તરીકે પોતાની સાથમાં રાખેલી હોવા માટે પોતે સંતોષ માન્યા વના રેહેતી નહીં.

એ પછી તે જલ્દીજ તે ન્હાના પરગણાંની વગદાર સોસાયટીમાં માનપાન પામતી ખેંચાણનું એક મધ્ય બીંદુ થઈ પડી. સારે સારે ઘેરનાંઓ તેની ઓલખાંણને દોસ્તીની આર્જુમાં તેને ઘર સુધી આવીને પોતાના કાર્ડ આપી જતાં, અને એ માનપાન તેના જેવી એક છાલકાં મગજની છોકરીને ઘણુંજ મીઠું લાગ્યું તેમાં અજબ થવા જેવું કશુંએ ન હતું.

અને એ સોસાયટીમાં સામીલ અને રજુ થવાની તેણીને પેહેલી જે આવકારદાયક તક મલી ગઇ તે લેડી એનડરસનને ત્યાંની ગારડન પારટી હતી. એ મોટે ઘેરની પારટીનું ઇજન તેણે સ્વિકાર્યું હતું ને તે રસ્તે તે લેકફીલડની આગેવાન સોસાયટીમાં પગ પેસારો કરનાર હતી.

તે બંને છોકરીઓ-મેરી મેબલ અને પોત-પોતાની સ્થીતીને જવાબ કરતી કીસમે તઇયાર થઇ અને પછી મેરીની

ફાંકડી વીક્ટોરયા તેમને લઇને લેડી એનડરસનને બંગલે ઉપડી ગઇ. તે વીકટોરયાને બે ઘણા ખુબસુરત કાળા ઘોડાઓ જોડેલા હતા, ને તે ઘોડા ગાડી ને અંદર બેઠેલાંઓની એકઠી ત્રગડી એક ઘણો દીલકસ દેખાવ સજાવતી હતી.

"ગ્રેફ્રેર હોલ"- લેડી એન્ડરસનના બંગલાના વરંદામાંજ ગાડી જઇને ઉભી રેહતાં લેડી એન્ડરસને પોતે બાહેર દોડી આવી મેરીને હર્ષભેર આવકાર આપ્યો, ને આવી ચુકેલાં ઘણાંક પરોણાંઓ તેણીને ખુશીમાં ખેંચાઇ રહેલી આંખ્યોએ જોવા પડયાં.

"હું કેવી ખુશી થઇ તમે મારૂં ઇજન બાહાલ રાખ્યું તે" લેડી એન્ડરસન થોડી થોડી થઇ ગઇ.

તે સર એનડરસનની મોહરદાર એક મોટે ઘરની તોરવંતી ને દમામદાર બાનુ હતી. તેને ત્યાંની પારટીઓ ઘણી વખણાતા હતી, કેમજે રાંડાં કાંડાં બધાંનેજ તે યાહોમ નોતરતી હતી નહીં.

જેને "સીલેકટ સોસાયટી" કહેવામાં આવે છે તેવાં નામીઓનેજ તે નોતરતી, ને તેથી કચડા કચડીનાં 'હોચપોચ' જેવું તેને ત્યાંની પારટીઓમાં કશું અનુભવવાનું કે કોઇને તે બાબે ફરયાદ કરવાનું કદી મલતુંજ નહીં.

"આએ મારાં કંપેન્યન મીસ એલીસ," હવે મેરીએ ધારા પ્રમાણે પોતાની સોબતણુની ઓલખ કરાવતાં કહયું, ને લેડી એનડરસને ત્યારે તમામ મુરબીગારીનું જરા ફીકકું હસીને મેબલને શેકહેન્ડમાં ફકત બે આંગલાં આપ્યાં.

એવામાં એક જવાન્યો તેમના કને હસ્તે ચેહરે આવ્યો, અને તેને લેડી એનડરસને પોતાના ભાઇ લોર્ડ બ્લેર તરીકે મેરી સાથ ઓલખાવ્યો, કે જ્યારે એવા એક ઉમરાવ જવાનને પોતાનો હાથ આપી અંદરના દીવાનખાનામાં જતાં મેરીની છાલકી છાતી મગરૂરીથી ઉંચકાઇ જતી હતી! મેબલ સાદાઇથી તેમની પુઠે ચાલી.

લેડી એનડરસન હયાં વચ્ચે હોમાઇ. તેણે મેબલને છુટી કરી નાંખવા કોઇ બે ઘરડી બોખીઓ બાજુમાંના એક સોફાપર બેસીને વાત કરતી હતી તેમના જોડે ઓલખાવી, એટલે મેબલને સભ્યતાને ખાતર ત્યાંજ થબવું પડ્યું, કે જ્યારે લોર્ડ બ્લેર મેરીને લઇને આખા મેળાવડામાં ફર્યો, ને ફરતાં ફરતાં સાથે તેની ફરી ફરીને ઓલખાંણ કરાવી.

તે પછી તે તેણીને લઇને બગીચામાં ઉતરયા, કે જ્યાં આઇસીસ વેહેંચાતા હતાં. દેખીતી રીતે જે તેના હાથ પર હાથ નાંખી તેની પડખે ચાલતી હતી તેની ખુબસુરતીથી અથવા પૈસાથી તે છક થયલો હતો, કેમજે જો કે ઉમરાવપદ ભોગવતો તે એક જવાન્યો હતો પણ ફુલુસ મારીસ ને તલ્યાં ઝાટક હતો. તે લુચ્છો, કુછંદી ને જુગારી હોવાથી તેનાં ખીસા હમેશનાં ખાલી હતા, ને જો કે દેખાવમાં તે મર્દાનો ને શોહામણો હતો પણ બઇરાંઓની કંપનીમાં તે જાસ્તી મજાહ માનનારો એક આસામી હતો. તેના 'લવ અફેસ' ઝાઝા હતાં, પણ એમ છતાં તે હજી એકલડોકલ લટકતોજ રહયો હતો. પરણીને થર પડવાનો તેને હજી પ્રસંગ થયો ન હતો, કેમકે તે કોઇ છાંડાવાલા બીલ્લુની શોહોધમાં હતો, ને

તેવો શીકાર તે પારધીની જાલમાં પાતો આજ તક કોઇ ફુસ્યોજ ન હતો, અથવા તો તેવો શીકાર આજ તક એ લુચ્છાને હાથ કોઇ ચઢયોજ ન હતો. તે પોતાના બાપીકા આઇતા મલી ગયલા ખેતાબ માટે ઘણો મગરૂર હતો, માટે એ ખેતાબની હુંફપર પોતે ગમે એવો તલ્યાં ઝાટક ને ફુલુસ માર્ગીસ હોવા છતાં કોઇબી શ્રીમત ઘરની સુંદરીને જીતી જવા તે ઘણો ખાત્રીભેર હતો.

એટલા માટે હાલમાં તે જે મેરીપર ધ્યાંન આપતો હતો તે તેજ મકસદનું હતું એમ ખુલાસો કરીને કહ્યા વના ચાલશે. મેરી કને ખુબસુરતી અને પૈસા એ બંને ઘણાં પુરતાં પ્રમાણમાં જોતાં સાથે લોર્ડ બ્લેર તેણીને વાઇકાઉંટેસ કરવાની ઉલટમાં મોહીત થયો હતો.

"મીસ રસ્ટન, આઇસીસની એક પ્લેટ લેશો ?" તેણે મેરીને બગીચામાંની એક ખુરસી આપતાં ઘણી મમતા ને સભ્યતાના દેખાવથી કહ્યું, અને વધાર્યું "તમો કોકેની રમતમાં તો મજાહ લેતાંજ હોશો ?"

"મુતલગ નહીં," મેરીએ હસીને કહ્યું; "મને એવી રમત ગમતનો જરાબી શોખ નથી," કે જ્યારે એમ કેહેતાં તે સામે ઉભેલા જવાંનની તે પોતે પગથી માથાં તુલકની "સરવે" કરી લેતી હતી, અને કેહેવાની જરૂર નથી કે તે તેને ઘણો ગમ્યો. તે દમદાર દેખાવનો એક રોબવંતો ને સોહામણો જવાંન હતો, અને વલી એક વાઇકાઉંટ હતો, એટલે મેરી જેવી એક લોભી તબેહની છોકરીને નહીં કેમ ગમે ?

"તમોને અમારૂં લેકફીલ્ડ ગમેછ કે?" લોર્ડ બ્લેરે તે પછીથી તેણીની બાજુમાં ગોઠવાતાં પુછ્યું.

"ઘણુંજ," મેરીએ મોટાઇના દેખાવથી હાથમાંનો પંખો હલાવતાં જવાબ કરયો. તે ઓગસ્ટ મહીનાની એક સ્હાંજ હતી, ને ધારવા કરતાં તે દિવસ લગાર જાસ્તી ગરમ હતો. "મને આ જગા ઘણી ગમી તેથીજ તો પાર્કની ખરીદી કરી લેવા મેં મારા સોલીસીટરોને સત્તા આપી."

હયાં એક નોકરે ટરેમાં આઇસીસ લાવીને રજુ કરયાં ને મેરીને લોર્ડ બ્લેરે પોતે એક રકાબી ઉંચકી આપી, અને તેણી જ્યારે ચમચી વડે તે આઇસીસની મજાહ મેલવતી હતી ત્યારે તે અચ્છી રવેસે માહીતગાર હતી કે લોર્ડ બ્લેર તેને ધારી ધારીને પગથી માથાં તુલક જોતો હતો. તેણીના પગમાં પેટંટ લેગરનાં ઘણાં સુંદર "નેરો ટો" શુ હતાં, કે જેનાં બકલમાં એકેક હીરો ઝલઝલ થતો હતો, ને માથાંપર સીહુ-મુર્ગનાં પીછની એક ટોપીમાં સજ્જ થયલી હોવાથી તે પોતે ઘણી દોલતમંદ દેખાતી હતી એમ જાણવાની તેને ખાત્રી હતી.

"લેકફીલ્ડ પાર્કમાં તમો એકલાંજ છેઓ કે?"

"નહીં, મારાં કંપેન્યન મીસ એલીસ મારી સાથે છે," મેરીએ જવાબ કરયો; "તમે તેવણને જોયાં નહીં?"

"કાંઇ ખાસ ધ્યાન નથી. નહીં; હું તો તમારીજ ખુબસુરતીનાં તેજમાં એવો અંજાઇ ગીયો કે આસપાસ જોવાનું મને ભાણ રહયું નહીં," લોર્ડ બ્લેરે હસીને તે પોરીનું ખુશાલીયા માથું ફેરવવા જોગો જવાબ કરયો; "મેં

તેવણુને જરા દુરથીજ જોયાં કેમજે જ્યારે મારાં બેહેને નમારી સાથ મારી ઓલખાણ કરાવી ત્યારે તેવણુ બાજુમાં મીસ મરે સાથ વાત કરતાં હતાં.'

અને તે વાત ખરીજ હતી. એટલું તો ખરૂં કે લોર્ડ બ્લેર હજી તક સુંદર મેબલ સાથે કે મેબલ લોર્ડ બ્લેર જોડે લગોલગ રૂબરૂ થયાંજ ન હતાં. મેબલે તો એ જવાંનને જોવાની તેણીના સરેસ્તાના ઠંડા સ્વભાવ મુજબ કશીજ ઉલટ કે જીગ્નાસા બતાવીજ ન હતી. કે જ્યારે લોર્ડ બ્લેરને તેવી તક મલી ન હતી અથવા તેણે ખાખસુસ અખાડા કરયા હતા.

"હું ઓલખું છ એવણુને," તેણે એમ છતાં બેદરકારીના દેખાવથી કહયું; "નોરીચ નાકટર મી૦ એલીસની એ છોકરી થાવછતી ?"

"હા," મેરીએ જવાબ કરયો, અને તરત હસીને વધારયું, "પણ હું કંઇ મારી કંપેન્યન બાએજ વાત કરવા અહીં નથી આવી. જવા દેઓ એ વાત, લોર્ડ બ્લેર, અને ચાલો, આપણે બીજાંઓને મલ્યે ભેટયે—અથવા જરા આગળ સહેલ કરયે."

"ઘણીજ મોટી ખુશીથી,' લોર્ડ બ્લેરે કહયું, ને તેઓ હાથમાં હાથ મેલવી તે મોટા બગીચાના વધતાં એકાંતમાં ઉતરી ગયાં—એવી કીસમે કે તે મેલાવડામાં તે વાતે ઘણાક અણુગમાની કચ કચ થઇ રહી. એમ છતાં એટલું તો ખરૂં કે જ્યારે તેઓ પાછાં ફરયા ત્યારે એકમેકથી પુરતાં સંતોષ પામેલાં ને રાજી થયલાંજ પાછાં ફરયાં.

બંને પોતપોતાની મતલબમાં રમતાં હતાં. બંને એક-મેકનો શીકાર કરવાનું પોત પોતાનાં મનથી નકકી કરી ચુકયાં હતાં. મેરી પોતાને માટે આ એક નહીં ધારેલું સલામતીનું બારૂં હાથ આવી ગયલું માનતી હતી, ને એ નવાં સુભાગ્ય માટે ઘણીજ ખુશ હતી. તે જાણતી હતી કે જો જલ્દીથી લગન થઇ જાય તો તે પોતાથી ભંયકાર ઠગાઈ માટે ઘણી હદ સુધી સલામત બચી ગયલી લેખાય, કેમજે એવા એક મોટા ઉંમરાવની મોહરદાર તરીકે તેને ધારાથી પક-ડાવતાં ને સજા કરાવતાં લાગતાંવલગતાંઓ ખંચાયા વના રહે નહીં. વળી બીજા હાથપર લોર્ડ બ્લેર ને તેનું માન પામેલું કુટુંબ પણ એ જાહેર નાલેસીથી હેબત ખાઇ જઇ ઢાંક પીછોડાનીજ પેરવી કરે, કે જ્યારે લોર્ડ બ્લેર—તેના માંગનારા ઘણાજ અધીરા થઇ રયેલા હોવાને લીધે—એ બીલ્લુને ફાંસમાં લેવા વળી તેટલોજ આતુર ને ઉતાવલો બનેલો હતો.

"ઓ લોર્ડ બ્લેર, આપરે તાહેલાંમાં કેટલો વખત બગીચાને પેલે પાર ગુજારયો!" મેરીએ જરા હેબત ખાતાં કહયું; "તમારાં બેહેન ગુસ્સો તો નહીં કરે? જુઓની, લગભગ બધો મેલાવડો ખાલી થઇ ગીયોછ!"

એવામાં મેબલ જે અત્યાર તક દયાજનક રીતે એકલી પડી ગઇ હતી તે તેને સોહોધતી આવી, અને મેરીએ ત્યારે તેની લોર્ડ બ્લેર સાથ પીછાંણ કરાવી, કે જ્યારે લોર્ડ બ્લેર દુરથી નમીને તેણીની ગાડીની ત્રેવડ કરાવાનાં બાહનાં સાથે આગલથી તરત ખસ્લી ગયો. પેલી તરફ મેબલ પોતે એ પીછાંણ કરવામાં આવી ત્યારે અકાદ પલ ઘણી ઉશ્કેરાઇ આ-

વેરી દેખાઇ. તે એકદમ લાલ થઇ ગઇ, અને બીજી પલે તે મીઠા ચેહરાપગના લોહીને ધસારો પાછો સમી જતાં તે તદન ફીકકી પડી ગઇ.

" શું ? મેરીએ ગુસ્સામાં જમાવેલાં નેણ સાથે એ બેઉની તે હીલચાલ તાજુબ નજરે તપાસી, અને તે ઘણી અજબ થઇ.

## પ્રકરણ ૮ મું.

—:૦:—

મેરી ઘણી નારાજ થઇ. લેડી એ ડરસનને ત્યાંની ગારડન પાર્ટીમાં લોર્ડ બ્લેર જેવો એક ઘરખમ બીલ્લુ નહી ધારેલ રવેશે તેને હાથ આવ્યો હતો તે વાતેના સંતાપના સુખ વચ્ચે મનમાં મલકાતી હતી તે દરમ્યાન તે મેબલ કને આવી ત્યારે મેબલ તે જવાનને જોતાં સાથે રંગબેરંગી બની ગઇ તે શું ? સું તેઓ એકમેકને એ આગમચથીજ પીછાણતાં હતાં ? ખુદ લોર્ડ બ્લેર પણ તેણીની ગાડી પોકારવાને મસે ત્યાંથી વંજો માપી, મેબલ સાથે રૂબરૂ થતાં, વટીજ ગયો તે પણ તેણીને ઓછું અજબ કરનારૂં ન હતું.

"તુંને એ એવણ સાથ કાંહની ઓલખાંણુ, મેબલ ?" મેરીએ લોર્ડ બ્લેરના ત્યાંથી ચાલી જવા કેડે એકલી પડતાં સાથે નેણ ફેરવી નાંખી પુછયું. "ને ઓલખાણ હોય તોબી એવાં તે શું ચરત ચલાવાનાં ને એમ લાલ પીલી શાંની વાતું ? ત્હારે લીધે એ ઉમરાવ આગલ મને કેટલું ખસ્યાણું

લાગ્યું તેનો કંઇ સુધલો બી બદ્દ્યોછ કે ?"

"હુ એવણને ઘણું થયું ઓળખુંછ," મેબલે તેણીના છેલ્લા ટીકા લોહીના ગોટ સાથે ગલી જઇ ફકત પેહલી શરૂઆતમાં પુછેલા સવાલનો શાંતી સાથે અને ધીમે સ્વરે જવાબ કરતાં કહયુ; "અમારી ઓળખાણ થઇ ત્યારે તો એવણ મી૦ સેસીલ વરનનને સાદે નામેજ ઓલખાતા હતા. લોર્ડ બ્લેર તો એવણ ત્યાર બાદ ઘણું પછીથી થયા."

"કંઇ ભુલે ચુકે તું એવણને ઓળખવા પામી હશે," કંગાલ મેરીએ દુઃખ લાગવાથી જાસ્તી પતરાજી કરી; "બાકી ત્હારા જેવી એક વચળે વાંધેની સાથે એવો એકમોટો માણસ ઓલખાંણ પીછાંણ કરવાનો લોભ ધરાવે એ મારી અકકલમાં આવતી વાત નથી."

ગરીબ મેબલ, એમ છતાં, કશું બોલી નહીં, તેણીને તે તુંદ અબળાના એવા શરમ ભરેલા તુચ્છકારનું દુઃખ તો ઘણું લાગ્યું. પણ હજી બી પોતાનો રોપ સમાવી તે શાંતીથી બોલી. "અમારી ઉપર ટપકેની ઓલખ હતીજ નહીં, અને મારી ફરજ છે તેથી તમોને હું ચેતાઉછ, મીસ રસ્ટન, કે એ-એ જવાન તમારી દોસ્તીને લાયકનો આસામી નથી."

તે આ ઘણી દીલગીરી સાથે ને દેખીતી આનાકાનીથીજ બોલી—એવી રીતે કે કોઈબી સહમજદાર અબલા તેણીનાં કેહવાનો હેત અને માનથી સ્વિકાર કરે; પણ હઇયાંસુની મેરી તો સાંભી મોટા ખીજવાતથી તેણીના ભણી ફરી.

"ખબરદાર!" તેણીએ ગુસ્સાથી ચેતવણીની આંગલી

ઉંચી કરતાં બખાલ્યું, "મેં કંઇ તુંને એમ મને ધરમબોધ આપવા મારી નોકરીમાં રાખી નથી; તું છટેલ જેવા એ ઉમરાવ સાથે હવાઇ કિલ્લાઓ બાંધા નાચી નદારી હોશે અને તેથી —

"બંધ કરોજી," હવે અંતે મેબલે ગુસ્સાથી નેણ ફેડકાવી કહ્યુ; 'એવું મારે વારતે ગલીછ બોલવા ને ધારવાનો તમોને હકજ નથી, ને આજે તમે જે હીણપસ્તીથી મને હ·ધુત કીધી છે તે પછી હવે મારે તમારે ત્યાની નોકરી–"

પણ એજ ઘડીએ ગાડી તઇયાર હોવાનું કેહવા તેમનો સઇસ તેમને સોહોધતો આવ્યો એ ટપાટપી તુરત વેલા તો ત્યાજ સારાં નસીબે બંધ પડી.

લોર્ડ બ્લેર, એ દરમ્યાન, તેમને વલાવા તેની બેહેન લેડી એનડરસન સાથે બારણાંપર હતો, ને તે બધાં હસ્તે ચેહરે અરસપરસ માટેનાં ઘણાં ઢરાંપરાં સાથે મલી બેટીને છુટાં પડયાં. મેરીને તો બીહીક હતી કે પારટીમાં ગયા કેડે તે લોર્ડ બ્લેરને રોકી રાખીને બાગના લગાર એકાંત ભાગમાં કલાકો તક તાહેલાં મારતી પરી રહી હતી તેથી લેડી એનડરસન સારૂં માનશે નહીં બલ્કે ગુસ્સો કરશે, અને તેથી તેનું કશું નહી થયલું જોઇને તે ઘણીજ ધીરજ પામી.

બંને, આપણે આગલ વાંચી આવ્યાં તેમ, પોતપોતાની મતલબને પેશ આવતી કીસમે એકમેકને ફાંદામાં ફસાવાજ વ્હીલાં પડેલાં હતાં. કડકા બાલુસ લોર્ડ બ્લેરને મેરી જેવી એક ચીચોડાવાલી "ચીરયાની" કટાકટીની જરૂર હતી, અને મેરીને

પોતાને પોતાની હગાઇ પકડાઇ આવે તે આગમચ આવી એક મેટે ઘરના "સગાઇ"ની ખપતી હતી; એટલે બેઉ એકમેકને વેતરવા કાતરવાનો મનથી ગાઠ મ ગ બેઠાં હતાં—તેવામાં ભલી મેબલે આપેલી રૂડી સલ્લાહનો ઉધાં ભાગ્યની મેરીએ, ઉલટોજ અર્થ ઉઠાડ્યો જે તેના જવી એકનાં મનની સ્થિતી જોતાં જે અનિવાર્ય થવું ઘટે તેજ માત્ર થયું.

એમ છતા લેડી એન્ડરસનના બંગલા આગળથી ને જોડીની ઘશકી વિક્ટોરયા ખસારા સમેત ઉપડી જવા પછી મેરીને મનથી લાગ્યું કે મેબલ જોડે વ્હેંચી લેવામા તે ગણી ઉતાવલી ને ગેરવાજબી થઇ હતી. ને જો આના અહ્યામમાં તેણીના નોકરી તજ જાય તો મેડમ આરા તેની દુશ્મન બને ને કાલનો દુકાલ આજેજ પડે; એ દુશમની માટે તે હાલમાં હજી તઇયારજ કયાં હતી?

એટલા માટે રા જ ખવાણી જેવી તે મેબલ ભણી ગાડીમાં ફરીને બોલી, "મારાથી ગુસ્સામાં ઘણુંક નરસ બોલઇ ગીયુંછ, મેબલ હું દીલગીર છેઉં, તું મનમાં કશું રાખતી ના. ને જે બોલાયુંછ ત ભુલી જજે.'

અને આટલંજ ભલી મેબલને પાછી મનાવી લેવા પુરતું હતું, કે જયારે તુરત વેલા તેઓ અરસ પરસ પાછાં દોસ્તીમાં એકઠાં થવાં ને મલી ગયાં.

એ પછી તેઓ ઘેર પાછા ફરયાં. મેરીનો "લેક ફીલ્ડ પાર્ક" એક ઘણીજ નાદર મીલકત હતી, ને ઘેર પાછા ફરતાં અસ્ત થતા સુર્યના નરમાશ ભરેલાં કીરણોથી કીરમજી બનેલા તેના બુરજ ને મીનારા જોતાં મેરીની છાતી હર્ષથી ઉંચકાવા

લાગી. આ બધાંની તે આજે તો એકલીજ ધનેતર ધણીયાણી હતી. અફસોસ એટલોજ હતો કે તેણીએ તે ગેરહકથી ચોરીથી સંપાદન કરેલું હતું. અરે–ખુદા ન ખાસ્ત જો એ સઘળું તરક કરીને તેણીને ગરીબીમાં અવત્યા મેલતી પાછી ફરવું થાય તો કેમ તે જઇ શકે? હવે તો આ પઇસા તેણીનાં અતી અધમ પાપનું મુળ હતા, પણ તેમનાથી છુટવા કરતાં પોતાના પ્રાણથી છુટી પડવાનું તેણીને માટે કેવળ સેહેલ પુરવાર થાય એમ હતું!

ખોટી માત્ર લોર્ડ બ્લેરને સીસામાં ઉતારી દેવાનીજ હતી. તેવો એક "દ્રવ્યવાન" ઉમરાવ જો તેણીને પરણે, ને એક ઉમરાવ પદ સાથે તેના પૈસાને તેણી જીતી જાય તો તે પોતે નેનસી કને જાય, બધું કબુલ કરી દે ને તેનો હક તેણીને સ્વાધીન કરે-એવી શરતે કે તે તેણીને મુતલગ ઉઘાડી પાડે કે સજા કરાવે નહીં.

તેણીએ નેનસીને તેણીના નજીક આવેલાં લગન માટે એક ઘણી કીંમતી પહેરામણી પણ મોકલવા ધારયું હતું ને એવા સઘળા મહોતના પછાડાથી તે પોતાનાં મન મનાવાનો ઇનસાફ સોહોધતી હતી, કે જ્યારે, બીજા હાથપર, એક ચલકતાં ભવીશ માટે હજી તે હવાઇ કિલ્લા બાંધતી જતી હતી. તેના શેખચલ્લી ખ્યાલોમાં તે પોતે પોતાને ઠગતી હતી એવો ખ્યાલ કે ભય તો તે અકકલ હીણને કદી થયોજ નહીં.

તેઓ ઘર આવ્યાં, ને ત્યાં મેડેમ સારાના જાણીતા હાથ દસ્તકનાં શરનામાનું ટપાલમાં આવેલું એક કવર તેણીની રાઇટીંગ ડેસ્ક પર પડેલું જોતાં સાથે મેરી પાછી ભડકી, ને તેણીના

હવાઇ તુરંગો સઘળા એક તડાકે હવામાં ઉડી ગયા. પાપી જીગરોને કરાર કયાંથી હોએ? જ્યારે કે તેઓ સુખી ખ્યાલોનાં સ્વપ્નવંત સુખમાં મગન થવા પામે તેવામાંજ કાંઇ ને કાંઇ તેઓને હભતાવી મેલવા અણુબોલાવ્યું હાજર થાય છે! એ શું ખુદાનાં ઘરનો ગજબ હશે?

તેણીએ એક તડાપ મારીને તે કાગલ સ્વાધીન લીધું, ને મેબલ સામે તે ખુલવા ને વાંચવાની હીંમત નહીં કરતાં તે લઇને તે પાધરી પોતાના ઓરડાનું એકાંત સોહોધતી ગઇ.

તે દેખીતી રીતે તો જાંણે કામકાજનું લખાયલું એક કાગલ હતું. તેણીએ કાંઇક નવા ડરેસીસ તેણીની દુકાણેથી તુરતના ઓરડર કરેલા હતા તે વીશે શરૂઆતમાં તો તેમાં લખેલું હતું, પણ છેલ્લો ફકરો વાંચતાં તેણીનો અરધો જીવ ઉડી ગયો. તેમાં એક ખુલ્લી ભપકી હતી.

"હું ગઇ કાલે તમારી સહી મીસ નેનસી રસ્ટનને મલી હતી," તેમાં તે દદાએ લખ્યું હતું, "ને તે તમારી તરફના કશાજ સમાચાર ન મલવાની ફરીયાદ કરતી હતી; પણ તેને ખરી વાતનો હજી કશો સ્વપ્નોબી નથી. એટલા માટે જ્યાં સુધી મને તમો સમાલશો ત્યાં સુધીજ તમો પોતે સલામત છેઓ તે ઘણું કાલજીથી યાદ કરજો."

મેરી ગુસ્સાનાં આંસુઓ રડી. કેવી કીસમે આ લુચ્છીને હાથ તે વેચાયલી ને કચડાયલી હતી તેનો નવેસરથી ખ્યાલ થતાં તે ચોર છોકરીને ઘણું દુઃખ થયું "અરે જો એ નડતી પડતી મને મલી નહી હોતે તો કોઇબી કારણથી મને એમ ધ્રુજવા ધપકવાનું હતુંજ નહીં." તે મનસે પટપટી.

તેવામાં બારણુંપર ટકોરા મારી મેબલ અંદર આવી, ને રખે પોતાની રડેલી લાલ આંખ્યો સાથે પકડાઈ આવે તે ફીકરથી મેરીએ ગલાં આગલની લેસ સરખી કરવાના ઢોંગથી આરસીમાં ડોકું ઘોસ્યું.

"હું તમોને ડીસટર્બ કરવા વાસ્તે ઘણી દીલગીર છું," મેબલે દાખલ થતાં કહયું. "મારા સારામાસીનાં આજે આવેલાં મારાં જોગાં કાગલમાં તમારે વાસ્તે બી લખેલું છે. હું આપુ તમોને તે કાગલ વાંચવા ?"

"કંઇ જરૂર નથી," મેરીએ ડોકું ફેરવ્યા વગર કહયું, ને મેબલને એ જવાબ ગમયો, કેમજે તેમાં સારાએ મેબલને ઘણોક ઠપકો લખેલો હતો, જેથી મેબલ એ કાગળ મેરીને વંચાવવા જેવી જોઇએ તેવી ખુશી નજ હતી.

મેડેમ સારાએ એ કાગળમાં મેબલને ઘણી ખખડાવી હતી. તે જોઇતી કશી ખબર અંતર મેરી બાબે તેને મોકલતી ન હતી ને "લેકફીલ્ડ પાર્ક" માં તેણીને નોકરી રખાવવાની તેની મકસદ તે સમજીજ ન હતી એ મકસદનું ગુસ્સામાં તેણીને તે ફ્રેન્ચ ઓરતે લખેલું હતું.

અને ખરેખર તેણીની લુચ્છાઇની મકસદ પ્રમાણીક મેબલ ન સમજી હતી તેમાંજ તેનું ભલું હતું. મેબલ તો બિચારી એમજ જાણતી હતી કે સારા માસી મેરીનાં ભલામાં હતી, વાસ્તે કોઇ તેણીનો તેના પૈસા વાસ્તે શીકાર કરે ને તે કોઇ હલકે ખાંચરે પરણીને ફસી જાય તેની છુપી તલ્લાસ રાખવાજ તેની માસીએ તેને રોકી હતી. જો તે માસીની અપ્રમાણીક વાસના તેનાં (મેબલના) સમજવામાં આવતે તો તે એવી

બેઇજ્જતીની નોકરીમાં ચાલુ રેહવા કરતાં ભુખે મરવાનું પસંદ કરતે–એટલી તે ભલી હતી.

"કંઇ જરૂર નથી," મેરીએ ડોકું ફેરવ્યા વગર આરસી માંજ ડોકાવી રાખીને જવાબ કર્યો; "મને બી કાગલ આવેલું છે. મારે વીશે ત્હારા કાગલમાં શું લખાઇ આવેલું છે તે તુંજ વાંચ."

મેબલે વાંચ્યું.

"તમારાં બાઇને કહેજો કે તેવણુ જોગું કાગલ લખવા પછીજ મને ખબર મલી છે કે એવણુની અહીંવાલી સહીનાં લગન થોડુંક માં થવાનું નકકી થઇ ચુકયું છે, ને પરણવા પછી મી૰ રોજર મરચંટના વિચાર પોતાની પ્રિયા સાથે હનીમુન ગુજારવા બારફર્ડીન ખાતે જવા ને રેહવાનો છે."

—:o:—

## પ્રકરણ ૯ સું.

—:o:—

મેરીના હાથ ધરૂજયા લેસ સરખી કરી રેહવા બાદ, વાર વધારે લાગેલો હોવાથી તે હવે એક હીરાની પીન ગલાં આગલ પેહડી જોવ્રાના પછાડામાં પડેલી હતી, કે મેબલ હતી તેટલાં આરસીમાંથી બાહેર જોવાનો પ્રસંગજ ન થાએ; ને મેબલે તે ફકરો વાંચ્યો ત્યારે તેણીની મરજી ઉપર ને તે ચોર છોકરીના હાથ તે હીરાની પીન પર ધરૂજયા.

"ઠેંકસ," મેરીએ એમ છતાં મેબલની ટુંકડેથી કાસલ કાઢવા કહયું, ને પોતાના ગભરાટ છતાં મનથી વિચારયું કે ન્યુકેસલથી અત્રે ન્હાસી આવતાં તે કયાં જતી હતી તે કોઇ

ને પણ કશું જાણવા નહીં દેવાની તેણીએ પુરતી સંભાલ લીધી હતી, એટલે હાલ તરત ને તરત તેણીએ એટલું ધરૂજવા ધપકવા જેવું કશુંજ નહતું એમ તો સેહેંકડો ગુન્હેગારો કદી પકડાતાજ નથી, ને તેજ સુભાગ્ય તેણીને માટે કાં ન નિર્માણ હોય?

પણ મેબલ હજી ગઇ નહીં. તે બાજુમાંની ટેબલપરની પેપર નાઇફ સાથ ચેડાં કાઢયા કરતી હજી ત્યાંજ થોભી, એટલે સુધી કે મેરીએ ધીરજ ખોહી દઇ વળી પાછું ગુસ્સામાં ચીચવાઇને પુછ્યું, "હવે પત્યું કેની? બીજું સું છે?"

"તમોને હજી એક વખત લોર્ડ બ્લેરને વાસ્તે ફરીથી સમજાવીને કહયા વના મને ચાલતું નથી, મીસ" તે ભલી છોકરીએ કહયું. "હું તમોને ચેતાવા માંગુંછ કે એ આદમી ખરેખર ઘણો નાલાયક ને બુરો છે."

મેરીએ વળી તુચ્છકાર કર્યો.

"છોકરી, તું એ શું બકારો લેઇ બેઠીછ?" તેણીએ વળી ગુસ્સાનાં નેણ ફડકાવી કહયું, "તું કહેવા શું માંગેછ? તું એમજ કેહેવા માંગેછની કે લોર્ડ બ્લેર તને પરણવા પ્રોમીસ થયા હતા ને પછી ફરી બેઠા?"

"તે પરણવા મને પ્રોમીસ થયો હતો એ તદન ખરી વાત છે," મેબલે ગુસ્સાથી કહયું, "પણ તે નહીં ફરી બેઠો પણ હું ફરી બેઠી. મેં તેની—"

"બસ, મારે નથી સાંભળવું," મેરી તરડાઇ "તેવણુ વીશે સારૂં નરસું જે જાણવું હોશે તે તલ્લાસ કરી હું પોતેજ સોહોધી કાઢશ ને જાણુશ. તમારે કાંઇ તસ્દી લેવા કશીજ

જરૂર નથી. તહારે ભુલી નથી જવાનું કે તું મારી એક પગારદાર નોકર છે, ને મારાં ખાનગી કામમાં એમ માથા મારવા કે મને સલ્લાહ આપવાની સરકશી કરવાની તને મારી રજા નથી."

મેબલની આંખ આંસુઓથી ભરાઇ ગઇ. તેણીએ જોયું કે આવી એક નાલાયકની નોકરી ઉઠાવવાનું કેવળ અપજશ્યું હતું. પણ તેની વ્હાલી માવતરને ગરીબ ભાઇ બેહેન સુખથી રહી શકે એટલો મોટો પગાર, મેડેમ સારાની બરકતે, મેરી તેને આપતી હતી માટે એવી એક નોકરી તરછોડીને ચાલી જવા હજી તેનું મન થતું ન્હતું. તેનો ભાઇ બોબી કોલેજમાં એ પગારની બરકતે આગલ વધતો હતો, ને બેહેન મેને એ પગારથીજ સ્કુલમાં જવાની સગવડ મલી ગઇ હતી. વળી એ પગારથીજ તેની ગરીબ લાચાર લાઇલાજ વિધવા માતાને તેણીની વર વના ઉદાસ અને એકાંત જીંદગીમાં ઘણો મોટો સાહયોને ટેકો હતો. કેમ ત્યારે તે એ નોકરી તજી જાય?

"જેવી તમારી મરજી," તેણીએ નરમાથી કહયું; "મેહેરબાની કરીને યાદ રાખજો કે ખરાબીને વાસ્તે પાછલથી તમને પસ્તાવું થાય ત્યારે એમ કહી શકાય કે હું મારી ફરજમાં પાછલ પડી નહીં હતી.

"સારૂં, સારૂં, યાદ રાખશું, હાલ તો તમે સધાવો," મેરી ઉંચકાઇ ગઇ; "અમે યાદ રાખશું કે અમારાં ખાનગી કામકાજમાં તમે માંથું મારવાની ને ડાહી કાગડી બની મને સલ્લાહ પર સલ્લાહ આપવાની ખાસ્સી તરેહથી પતરાજી કરી હતી." અને એમ કેહતાં તે એવા તોરથી ફરી ગઇ કે મેબલને

ત્યાંથી ચુપચુપ રૂખસદ લીધા વના જાંણે ચાલ્યુંજ નહીં.

તે પોતાના ઓરડામાં ગઈ નહીં. તેણીને હદવનાતું નરસ અને ખસ્યાણું લાગ્યું હતું. તે મોટો આરસપહાણનો દાદર ઉતરીને પાધરી નીચે આવી અને બાગમાં ઉતરી.

હવા ઘણી ગરમ હતી. ઝાડનું એક પાંદડું પણ હીલતું ન હતું, ને મેરીની હડધુતથી મેબલને ખસ્યાણું પોહોંચતાં માથું એટલું ગરમ થઇ ગયું હતું કે પાછી મેરી સાથ રૂબરૂ થવા પેહલાં એકાદ બે કલાક બાહેર ફરીને પોતાના મનનું સમાધાન કરી લેવાનું તે બાળાને ઘણું જરૂરનું ભાસયું. જમવાનો ઘંટ થવાને તો હજી આખા બે કલાકનો વીલંબ હતો.

એમ છતાં તે ઘણું મુસ્કીલ કારજ સીધ્ધ થયું. તેણીને એ હડધુતની હીણપસ્તીથી એટલું બધું નરસ લાગ્યું કે તે પોતાની એ નામોશીને જીતી શકી નહીં, ને ગરીબ થવાને સરજાવાની કમનસીબ લાચારીનો તે ગરીબ નાજનીને જાલીમ ખેદ થયો, એટલે તેણીએ મનથી મુસ્તકીમ ઠરાવ કરયો કે ગમે એવી ગરીબી ને લાચારી છતાં, જો મેરી એ શરમભરેલી તેણીની વર્તણુંકથી બાઝ ન આવે તો હવે પછી તેણીએ એ નોકરી પડતીજ મેલવી.

તે આગળ વધી, ધ્યાનમાં ને ધ્યાનમાં, કયાં જતી હતી તે કશુંબી જાણ્યા કે જાણવાની દરકાર કરયા વના, તે સાઇડમાની ચકરીમાંથી બાહેર પડી, અને ચાલતી ચાલતી નજીકમાંનાં દેવલના ચોકમાં ગઇ.

તે પવિત્ર આશ્રમસ્થાન હતું કે, જ્યાં દર્દમંદ જીગરો હંમેશગીની શાંતીમાં આરામ સોહોધતા સુતાં હતાં, ને તે

ચોકમાંની ઘોરો વચ્ચેથી ભારીં પગલે ને દુઃખી દીલે તે મનોહર છોકરી આગલ વધી.

મેરી એ દેવલમાં કદી આવી ન હતી. ને લંડનમાં હતી ત્યારે તો ભલી નેન્સી સાથે નેનસીની બોંહસને આધીન દેવલમાં જતી હતી, પણ અત્રે આવ્યા બાદ તેનાં દાઘેલ દીલનો ડંખ તેને એ પાક મકાનમાં આવવા ગોયા રજા આપતોજ નહતો. દીલના ડંખનું દુઃખ એ બી એક જીવતું દોજખજ છેની? એ–એક ખુદાનાં ઘરનો ગજબ સીતમ–સજા છે.

મેબલ તો હંમેશ આવતી હતી, ને મેરી જોકે તેણીની એ પવિત્ર આસ્થા વારંવાર હસી કાઢતી ને તેણીની તે માટે મશ્કેરી વટીક કરતી હતી–એટલા માટે કે પોતે નહીં જતી હતી તે થકી મેબલ યા બીજા કોઇ વેહમાય નહીં, પણ મેબલને દેવલમાં જતી રોકવા કે મના કરવા જેવી પાપી તે સુભાગ્યે થઇ ન હતી.

મેબલ હયાં તક આવેલી ખુદ દેવલના હૉલમાં ગઇ. ત્યાં ઓરગનપર ચોકકસ એબાદતોના રાગની પ્રેકટીસ કરતો કોઇ બેઠો હતો ને ખુદાઇ ભજનનો તે સુસવર સાંભળતાં મેબલ ગુઠણુ પર પડી, ને તેને રાહત તાજ્ગરતોબની મલવા જેવી એક એજમતી અસર પોંહોંચી.

કેમ નહીં પોંહોંચે? અબાદત એજ ગાયન છે, તો ગાયનની પાકીજેહ અને બુલંદ અસરની બલવાન બંદગી કીયાં અસુખ્ય જીગરને અશોકમાં મલતું નહીં કરી શકે? બંદગી કોઇબી જબાનમાં સત મનસનીની નેક નિષ્ટા ને નીખાલેશ મનથી–કરેલી તે માહનામી સાહેબની પવિત્ર જનાબમાં સદા

રવા છે, અને તેમાં ગાયનના મીઠા થંડા પવિત્ર શરોદની શામી-લગીરી એ કલામોને હજાર દરજજે એજમતીને અસરકારક કરી શકે છે. જુદા જુદા અવાજોના એક એકઠા ગભરાત રૂપી બંદગીનો અર્થ સમજવા જોગું આપણુને ભાન ન હોય ને તેથી તેની અસર અને અગતમાં શામીલ થવાની આપણામાં તાસીરજ નહોય તેને મુકાબલે ગાયનના શરોદપર કરવામાં આવેલી એક એકઠી મીલાવતની એબાદત તેની અસરમાં લખ્ખો દરજજા આલા ખુશનસીબી છે, ને અમારૂં આધીન મત છે કે જે જ્ઞાત કે ટોલો એ પવિત્ર અસરને તેનાં પુરાં પ્રમાણુમાં પોંહોંચવાથી બાકાત છે તે શીર્ફ તેમનું કમતાલે ને બેનસીબજ છે.

પણ આપણે આપણી વારતાથી વેગલાં જઇશું નહીં. મેબલ તે દેવલના હૉલમાં દાખલ થઇ, અને તેનાં ઑરગનપર એબદતા એક રાગની જે પ્રેકટીસ થતી તેણીએ ગુઠણ્યે પડી નમાવેલાં મસતકથી સાંભળી તેથી પણ તેના રંજીદા જીવને ઘણી મોટી રાહત થઇ, ને જરાવારે તે ત્યાંથી પાછી ઘરે ફરવા થોડીક નીરાંત પામેલી બાહેર પડી.

મગર તેણીએ બાહેર નીકળતી વખતે આગલા વરંડાના નોટીસ બોર્ડપર એક જાહેર ખબર ચોંટાડેલી હતી તે વાંચી. તેમાં આ મુજબ હતું:—

નોટીસ.

આવતા રવીવારે રેવરન્ડ રોજર મારચંટ બારફ્રર્ડીનથી ખાસ અત્રે પધારી "નેકી" વિશે એક નહાની વાયજી આપશે. આ પાદરી એક સુભાખીત વકતા છે, ને તેઓને સાંભળવું એ અત્રેના રહીશો માટે એક મોટી મોજ થઇ પડશે.

મેબલ આગળ વધી. એ નોટીસની બાબદ તેનાં મનમાં કેટલોક વખત તક ઘોલાયાજ કીધી.

"રેવરનડ રોજર મારચંટ?" તે મનથી પટપટી. "એ કોણ? એ કીયો રેવરનડ? મેં એ પાદરીનું નામ કેથે આબાદ વાંચેલું કે સાંભળેલું છે ખરૂં, પણ કયાં તે કંઇ ખાસ કરીને યાદ નહીં આવતું!'

અને એ રીતે બાબે તે ગુંચવાતી અને અજબ થતી દેવલના ચોકમાંથી બાહેર નિકરીને "લેકફીલ્ડ પાર્ક"માં જવાની વળાંણ લેતી હતી ત્યારે અચણુચ તે એક જવાનની લગોલગ થઇ ગઇ, ને તે ગલીની વલાણ પરની મોટી મ્યુનીસીપાલ બત્તીની રોશણીમાં, અરસપરસનાં "બેગ યાર પારડન" વચ્ચે, તેણીએ જોયું તો તે કોઇજ નહીં પણ પેલો લુચ્છો લોર્ડ બ્લેર હતો.

## પ્રકરણ ૧૦ મું.

—:૦:—

તેઓ તદન અચણુચ અને નહીં ધારેલાં એકઠાં મલ્યાં મેબલ અને લોર્ડ બ્લેર. મેબલ, નાલાયક મેરીની કડધુતની હીણપસતીથી આજેજ થયલી, પાધરી દેવલમાં આવી, અને ત્યાંનાં ઓરગન ઉપર પ્રેકટીસ થતા ભકિતરસના એક રાગના મીઠા ગંભીર શરોદથી ઘણી હદ સુધી રાહત પાંમેલી તે ઘર તરફ પાછી જવા નિકળી. તે એમ કરતાં રસતાની વલાંણનાં એક ખુણાંમાં આ તલ્યાંઝાટક ઉમરાવ જોડે છેક રૂબરૂ થઇ ગઇ, અને તેને જોવા કેડે, ઓળખાવા સાથે, એક ઝેરી સર-

પથી બીહીને કોઇ હઠી જાય તેમ ખુલ્લા ક્રમકમાત વચ્ચે તે એકાદ બે કદમ પાછલ હઠી ગઇ.

"તું મેબલ?" લોર્ડ બ્લેરે તેણીને ઓળખતાં સાથે કાંઇક દેખીતી ખુશાલીથી કહયું; "ઘણોજ નસીબવાન સંજોગ હું તુંને એકાંતમા મલવાજ માંગતો હતો. તું મને—"

"તમારી સાથે હું કશીજ વાત કરવાને હું ખુશી નથી," મેબલે મોટા ગુસસાથી કહ્યું; "લોર્ડ બ્લેર, હું તમને ઓળખતી હોવ નુંજ મોટા ધિકકાર સાથ ના પાડું છું. હઠી જાઓ ને મને રસતો આપો!"

"મને બી ત્હારી મીલાકાત કે મેહેરબાંનીની કોઇ આજુર્ં નથી," લોર્ડ બ્લેર આ ઉંધાડા તુચ્છકારથી એક ચાબુકના પેરે ચલવલતાં કહયું; "હું ફકત એટલુંજ જાણુવા માંગુછ કે અત્રે મારાં સુખમાં વચ્ચે તું માંથું મારવાની છે ખરી કે?"

"જેમ શરમભરેલી હદસુધી તમે મને ઠગી હતી તેમજ મારી શેઠાણીને કે બીજી કોઇબી છોકરીને જો મારી જાણોજાણુ ઠગવાની તમો પાછી સરકશી કરશો તો એક હજાર વખત હા," મેબલે જરાબી ડગમગ્યા વના પુર હીંમતનાં જોશથી જવાબ કરયો.

"એમ કે? એટલું બધું કે?" તે લુચ્છાએ એ સાંભળતાં પોતાની લાગણીપરનો કાબુ ખોહી દેતાં કહયું,—અને એક ઝપાટે તે રસ્તાની ચોગરદમ નજર ફેંકી, કોઇ તેને જોતું ન હતું એવા સખ્યારા વચ્ચે, તેણે તે કોમલાંગીનું કાંડું જોસથી પકડી લીધું.

તે રસ્તો એકાંત હતો. તે બોરડુએ લગાર અલાહેદું એ

દેવલજ હોવાના બાએસથી, ને રાત થઇ ગયલી હોવાને લીધે, ત્યાં આવનજાવન કોઇની હતી નહીં, ને તેનો તે કાયર હીચ-કારાએ લાભ લઇ તે અનાથ એકલી બાળાને બીહીધરાવીને તાબે કરવા ધારયું: પણ તે ઠગાયો. તેણે–તે નાજનીને-દુઃખની એક ચીસ પાડી તેટલી હદ સુધીનાં શરમભરેલાં ધાટકીપણાં સાથે તે માહબુબનો હાથ પકડી લીધો ખરો, પણ એકજ પણ તે દુઃખની ચીસ પાડવા કેડે તેણીએ પોતાની હીંમતપર તાબરતોબ પોતાનો કાબુ પાછો મેલવી લીધો. તેણીએ તે પછી તરતજ એક ઝટકે તે હાથ છોડવી એક જરબ તે બઇરાંઓને બીહીધરાવી જાણનાર બાયલાનાં થોબરાંમાં એવી તો મજબુ-તીથી મારયો કે ગભરાતની અજાયબી સાથે, બેબાખરો જેવો તાબરતોબ તે કમીનો બે કદમ પાછો હઠયો!

"હીચકારા!" તેણીએ તે જરબ લગાવી કાડતાં કહયું, ને પોતાના દીલેર ગુસ્સામાં તે શીહા રાતની શાંતી અને અરધાં અંધારાં વચ્ચે પણ તે સુંદર છોકરી જોવાજોગ હદ સુધી મનોહર દેખાતી હતી! તે હીંમતમાં નરેશેર ને રોબમાં એક રાણી જેવીજ બનીને ઉભી હતી, ને તેની સમક્ષ લોર્ડ બ્લેર ચાબુકના ઉપરાસાપરી ફટકાથી માહાત થયલા એક કમીના કુત્રા જેવો નજરે આવતો હતો!

તે એક ઘડીની ઝપાઝપી દરમ્યાન આ નાલાયક જવાં-નની ત્રણ વરસ પહેલાંની તેણીની જોડેની દગલબાજી એક આયના પેરે તેની સામે તેનાં મનમાં તાજી થઇ ગઇ હતી. ત્રણ વરસની વાતપર આ ઠગારાએ જેમ તે હાલમાં મેરીને ચ્હાતો હતો તેમજ એ બિચારીને પણ ઉલથાપ આપી હતી.

ત્યારે તે આ આઇતું ઉમરાવપદ પાંમ્યો નહતો. ત્યારે તો તે એક સાદોમાંદો "મીસ્તર" હતો, ને તે છતાં ત્યારે પણ તે હમણાં જેવોજ ભ્રષ્ટ બુધ્ધિનો વંઠેલ હતો–તે એટલે સુધી કે લગ્નના પોશાકમાં સજ થયલી સુંદર મેબલ એક કલાક પછી પરણીને તેની હકદાર બનતે તેવા ઐયામમાં, ખુદાની દયાને આધારે, સવેલાએ મલી ગયલા એક બાતમીથીજ તે બચી જવા પામી હતી!

તે પછી તેઓ કદી ફરીથી રૂબરૂ મલ્યાં ન હતાં. તેમના રસ્તાજ એકમેકથી વેગલા પડી ગયા હતા, અને નસીબસંજોગે અત્રે તેમને અજબ જેવી કીસમે પાછાં એકઠાં મેળવ્યાં ત્યાં સુધી તેઓ એકમેકની હસ્તી વટીક ભુલી ગયાં હતાં. ત્યારે અને ત્યારેજ તે લુચ્ચાની હીણપસ્તી ને ભોપાલું ફુટવાની તે મોટી ખેજાલતની ભલી મેબલને પુરતાં જોસ સાથ પાછી યાદ થઇ હતી, અને જે કીસમનો દગો એ બાંગડ જવાંન તેના જોડે રમવા ગયો હતો તેવુંજ મેરીના બાબમાં બનતું જોતાં એ છોકરી પોતાનાં પ્રમાણીક દીલની દીલસોજી સાથે ઉસ્કેરાઇ રહી હતી.

"ચાલ, નાલાયક, રસ્તો છોડ, તે ફટકાથી તે હીચકારા-ને આજેજ કરીને ગુસ્સાથી લાલ બનેલાં નેણુ સાથે મેબલે તરત પાછો તકાજો કીધો; "હું કેહી ચુકીછ ને પાછું કેહુંછ કે હું મારી અપકીર્તી થશે તેથી જરાબી બીહવાની નથી, ને ત્હારી દગલબાજી તું મીસ જોનસ્ટન કે બીજી કોઇનાબી સંબં-ધમાં પાછી તાજી કરતો પકડાશે તો તેજ ઘડીએ હું બાપુકાર ત્હારી બદનામી બધી જાહેરમાં મેલશ!"–અને બીજી પલે તો

તે–તેને રોકે અને પાછી વીનવે કે ધમકાવે તે આગમચ સુંદર મેબલ ઘણાજ રોબવંતા થસ્સાથી ઉતાવલે કદમે ચાલતી થઇને આગળ વધી.

તેણીએ એક બી વખત પાછું ફરીને જોયું નહીં. તે બીહતીજ નહતી. લોર્ડ બ્લેર જેવા દાઘેલ દીલના બદમાશો સૌથી પહેલી પંકતીના હીચકારાઓ થાય છે એ પોતાનાં પ્રમાણીક દીલની પ્રેરણાથી તે જાણી ગઈ હતી, અને તેટલુંજ તેણીની પોતાની પાકીજગી ને શુધ્ધતા વચ્ચે તેને પોતાને હીંમતનો સખ્યારો આપવા માટે બસ હતું. તે નીડર આગળ વધી અને ઘરમાં ગઇ.

બીજા હાથપર મેરીએ પણ તે રાત્રે અથવા તે પછી ફેસાદ વધારવા જેવું કશું કરયું નહીં. મેબલ તેને છોડી જાય એ બને ત્યાં સુધી થયલું જોવા તે રાજી ન હતી, અને તેથી જયારે બી તે ઉસ્કેરાતી ત્યારે જોકે ગરીબ મેબલને પાણી કરતાં પાટલી કરી નાખવા જોગું મોંહડે આવે તે બકી જવાને તે હેમક છોકરી બે વાર વિચાર કરવા થોબતી નહી, પણ પછીથી ઠંડી પડતાં પોતાની તે ઉતાવલ માટે મનથી પસ્તાતી, અને જયાદા કંકાસ કે અણુગમો બરપા ન થવા પાંમે તે કીસમની સંભાળથીજ થોડુંક સુધી તો કામ લેતી.

તેઓ એ પછી ઘણું કરીને ફકત જમવાની ટેબલપરજ એકઠાં મલતાં, ને ત્યારે, નોકર નફરોનાં દેખતાં બેબનાવ જેવું તેમના વચ્ચે કશું હોયજ નહીં તેમ, એલાર પેલારની દમ વગરની વાતચીત કરતાં ને અરસપરસ એખલાસથી વરતતાં. સ્હાંજે ફરવા જવા પણ મેરી મેબલને કેહવાડતી નહીં, એટલે

તેઓ એકલાં ને જુદાંજ જતાં હતાં. મેરી ખામુખા મેબલને સાથે લેવાના અખાડા કરતી હતી એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું, પણ તેણીએ તે વાતની પોતાની માહીતી પોતાની શેઠાંણીને મુતલગ જાણવા કે જાહેર થવા દીધી નહીં.

ખરી રીતે તો ભાણભુલી મેરી અવારનવાર એમ એકલી ફરવા જતી ત્યારે લોર્ડ બ્લેરને છુપી છાંની મળતી રહી હતી કેટલીક વાર તો તે ગાડી વટીક જોડાવતી નહીં ને હાથમાં શોભીતી છત્રી લઇને પાંઉપેઆદી ને એકલીજ જતી. તે પોતે પોતાની શેઠાંણી હતી એટલે તે જે અયોગ્ય કરે તેમાં વટીક તેને રોકનાર કોણ હતું? તેને ડરજ કોણનો હોય?

તેઓ "લવર્સ" થયાં હતાં—એ મેરીને લોર્ડ બ્લેર. બંને "લાકડે માંકડું" ઠીક હતાં. બેઉ ઉંડાં પાણીમાં રમત કરતાં, ને પોતપોતાની મતલબને જવાબ કરતી રવેસે એકમેકને વેતરવા કાતરવાનું કામ લેતાં રહયાં હતાં તે આપણે આગલ સવિસ્તાર વાંચી આવ્યાં છીએ.

જુઠાંને બાહણાંની ખોટ હોતી નથી. પોતે એમ એકલી જવા થકી નોકરનફરોમાં નરસ લાગે વાસ્તે એકથી અનેક બાહણાંઓ આપવામાં મેરી ઘણી બાહદર બની ચુકી હતી.

હજી લગન તેઓ નકકી કરી ચુકયાં નહીં હતાં. મેરીનો જીવ તો તલપાપડ હતો, પણ તે કેમ બોલે? તે બોલે તે કેમ શોભે? તે લોર્ડ બ્લેર કનેજ એ વાત બોલાવા માંગતી હતી, અને તે બી જોકે બોલવા તો ઘણું ચાહતો હતો પણ મેબલનો તેને ડર અને ખોફ હતો. તે "નેક" વચમાં નહીં હતે તો અત્યારે તો એ સવાલનો ધડોલાવડો કેદાહરનો તેણે કરાવી

લીધો હોત; પણ મેબલની હીલચાલોની તેને માહીતી નહી હતી, ને તે માહીતીની ગેરહાજરીમાં પરણવાનું નકકી કરાવા જેવી હદ સુધી આગળ નિકલી જવા તે હીચકારાને હજી હીંમત થતી નહતી. તેનું દાઘેલું દીલ એ સેવટની પાયરીપર કદમ ઠરાવી ઉપર ચઢી જવાને તેને રજા આપતુંજ નહતું; અને એજ તો આ કીસમના હીચકારાઓની કામ લેવાની હંમેશની કાયર રીતી હોય છે. એમ છતાં, એક સ્હાંજે તેઓ છુટાં પડયાં ને તેણે તેણીને તેની ગાડીમાં હાથ આપી ચઢાવી ત્યારે તેણે વળી રાત્રે "ડીનર" પછી તેને તેણીના "લેકરીલ્ડ પાર્ક"ના બગીચામાં છુપો મલવા આવવાની રજા માંગી, ને તે રજા તેણે એકકે બોલે આપી.

---

## પ્રકરણ ૧૧ મું.

—:•:—

તે હવે તમામ જીવપર આવી ગયો હતો, તેનાં માંગનારાંઓનાં રોજનાં દબાંણથી તે આજેજ થઇ ગયો હતો, અને તેથી ગમે એ જોખમે હવે મેરીને પોતાની મોહરદાર બનાવી લઈ તેણીના ચીચોરાનો લહાવો લેવા જોગું તે બોલી દેવા માંગતો હતો. તે તો આજેજ મીલાકાતની તક તેમ કરવા હાથ કરતે, પણ તે દહાડે લેડી એનડરસન પણ તેમની જોડે ફરવા આવી લાગેલી હોવાને લીધે તેને તે તક મલી શકી નહતી.

મેરી પોતે આ રજા આપવા માટે ઓછી ખુશ નહતી. રોજબરોજ લોર્ડ બ્લેરની ઑફરની આરજુમાં તે કાકાટઉઓ પેરે ટીંગાઇ રહેલી હતી, અને તેથી તે આજ રાત્રે એ માનીતી

માંગણી જરૂર કરશે એવી તેનાં હાવભાવોથી માહીતી ને ખાત્રી મલતાં તેનાં આખાં તનબદનમાંથી ખુશીની એક ધ્રુજરી પસાર થઈ ગઇ. તેની આંખમાં ખુશાલી નાચતી હતી, ને હોઠ સંતોષમાં મલકાઇને હસતા હતા તે દરેક પલે પોતાનાં આ ભયંકાર તરકટમાં પકડાઇ આવવાના જીવસતોસત જોખમમાં જીવતી હતી-તરકટ કે જેની સજામાં દેશ તરીપાનથી ઓછી સજા તેણીને નસીબ થાય એ તે પોતે વટીક માનીજ શકતી નહતીઃ-અને તેથીજ રાતની મીલાકાતપર પોતાના બચાવ અને છુટકારા વાસ્તે તે હીણનસીબની મોટી મદાર બાંધી હતી.

તે રાત્રે મેરી ખાનાંપર એટલી હદ સુધી વિચારવંત અને ચુપ રહી કે મેબલ મનથી અજબ થયા વના રહી નહીં. તેણીએ ખાનાંપર તે જલ્દી આટોપી લેવા જોગો, હુકમ આપીને થોડીક ઉતાવળ પણ કરાવી.

જમીને પાધરાં ડ્રાઇંગરૂમમાં જઇ બેસવાનો તે બંનેનો ચાલ હતો, પણ આજે તે બી મેરીએ મોકુફ કરાવ્યું. "હું પાધરી મારા ઓરડામાંજ જાઉંછ, મેબલ," તેણીએ કહયું; "આજે મને કંપની ગમતી નથી."

તેણીનો ઓરડો ગુલાબના એક મોટા કયારાની લગોલગ પાછળા ભાગમાં પશ્ચિમે આવેલો હતો, અને ત્યાંથી બાગમાં ઉતરી જવાનાં બાગપરજ ઉઘડતાં બારણાંઓ પણ હતાં.

મેબલને તે રાત્રે મેરીમાં ખાસ કરીને કશું ખોટારૂં લાગ્યું નહીં. તે એમજ સમજી કે તેણી આજે વાતચીત કરવાના "હયુમર" (રંગ)માં ન હતી. તે, એટલા માટે, પોતે એકલીજ ડ્રાઇંગરૂમમાં ગઇ, અને એક સોફાની નજીકનાં એક

શોભાયમાન સ્ટાંડપરનો લાંપ તેજ બનાવી પોતાની નોવેલ લઇ વાંચવા પડી.

મેરી, બીજા હાથપર, પોતાના ઓરડામાં થોડુંક થોભી, ને પછી કોસ્ટો સલામતની થોડીક ખાત્રી મલતા માથાં ઉપર દીલચસ્પ રવેસે એકહુફાંલી શૅલા નાંખી લઇ તે પાછલું એક બારણું ઉંઘાડી બાહેર બાગમાં ઉતરી.

બગીચાનો તે વિભાગ તે વખતે તરેહવાર ગુલે ગુલાબેથી બેહેકબેહેક થઇ રહયો હતો. "ગ્લોરીડીડીજે" અને રાતા જાપાનીસ ગુલાબો રાતના તે રમણ્ય શાંતતા વચ્ચેની તે ધીમા લેહકીમાં ઝુકીને નાચતા હતાં, અને "ડેવોનીએનસીસ"નો પમરાત મીઠો અને મઘમઘતો હતો.

તે આગળ વધી, ને પછી વચ્ચે એક ન્હાનકડી પાણી જવાની નાળીપર સુંદર ક્રીસબથી બાંધેલો એક ન્હાનો લાકડાંનો પુલ આવતો હતો તેના કટેરાપર હાથ ટેકવી તે એક ઝળકતાં ને શીહા ભવિષની સરખામણીઓ કરવાના અલખામણાં ખ્યાલો વચે ગમખાર થોભી-અને તેવામાં તો બાજુની એક ઝાડીમાં ખખડાટ થયો, ને લોર્ડ બ્લેર બીજીજ પલે ત્યાં હાજર થયો. તેઓએ મીલાકાત માટે બરાબર એજ વખત ને એજ જગ્યા નકકી કરી લીધાં હતાં.

ત્યાં ફકત આકાશમાંના તારાઓની રોશણી એક ઝાંખો ફીકકો ઉજાસ આપતી હતી; તે સિવાય ત્યાં બીજી રોશણી કશીજ નહતી, પણ જે હતી તે પોતપોતાના દાવપેચમાં પ્રવીણ આ બંને બાંગડો વાસ્તે બસ અને પુરતી હતી.

"ઓ કેટલા ટાઇમસર!" તેને જોતાં મેરી હર્ષથી પુકારી હોય તેમ ચીબી થઇ; અને લોર્ડ બ્લેરે જવાબમાં તેનો હાથ

એટલાં જોસથી પોતાના હાથમાં લીધો, અને અત્યંત પ્રીહાગીરીનાં હેતથી હોય તેમ એવો ભચડયો કે તેણીએ લગભગ દુઃખની એક ધીમી ચીસ પાડી

"ઓ, મેં હાથ દુઃખવ્યો કે? હું હજારો માફ માગુંછ' ડારલીંગ," તે ઓઢઇ પંથરાઇ ગયો; "મારી જીંદગીનો અભ્યાસ હવે પછી હંમેશ માટે દુઃખ નહીં પણ તું વાહલીને સુખ આપવાનોજ છે ને થશે,"

મેરીનું હર્ષીત જીગર જોશથી ધપકતું થયું. તેણીને વિશેષ ખાત્રી મળી કે તે તેને પરણીને પોતાની કરવા ઑફર કરવા વાસ્તેજ આજ રાત્રે હયાં તક આવ્યો હતો, ને તેણીનો હાકારી જવાબ તેણીના મીઠા હોઠપર અરધો નાચી રહયો. ફકત લોર્ડ બ્લેરને દરખાસ્ત કરવાનીજ ખોટી હતી.

"ચાલોજી, હાથ મુકી દેઓ," તે લુચ્છી જયાદા ચીબી થઇ; "વરી આપરા વચ્ચે હેત પ્રીતનાં એવાં તે શું ઢરાંપરાં થઇ ગીયાં જે એક આખી જીંદગી તક મને સુખ આપવાને સુખમાં રાખવાનીજ તમે એમ લભાંસ હાંકોછ?"

"લભાંસ?" લોર્ડ બ્લેરે દેખીતા ગુસ્સાથી પુકારયું; "હજી ત્યારે શું તું મારી પ્રમાણીક મતલબ સમજી નથી, નેની ડીઅર? કદાચ આપણી પીછાંણ થવાને હજી કશોજ વીલંબ થયો નથી. પણ એ ટુંક અરસામાં મેં તુંને વરસો તક ઓળખી હોય એટલી હદ સુધી તું વ્હાલીએ મારૂં દીલ જીતી લીધુંછ, ને તેથી તુંને પરણીને વાઇકાઉ ટેસનું મુગટ તાહરે માથે પેહડાવા દેવાની મીનતજારી વાસ્તેજ હું આજ રાત્રે આએ એકાંતમાં તને સોહોધતો આવ્યોછ,"

"ઓ કેટલું અચબુચ?" મેરીને આ અજાયબીનો જબરો "શૉક" લાગ્યો હોય, ને ખુશીની મારી તે અરધી બેહોશ

બનતી હોય તેમ લોર્ડ ક્લેરની પોહલી છાતીપર માથું નાખી દેતાં તે ઠગારીએ ધીમે સ્વરે કહ્યું; "હું માનીજ કેમ શકું કે તમારા જેવા એક માનવંત અને ધનવાન ઉમરાવ મારા જેવી એક ગરીબને પોતાની મોહરદાર બનાવવાની ઇજ્જત આપોછ?"

"અને ત્યારે ત્હારો જવાબ?"

"હજારો ખુશીથી હા," તેણીએ પોતાનું માથું તેની છાતીમાં છુપાવી રાખીને કહ્યું;—અને લોર્ડ ક્લેર ગોયા પોતાનું આ સુભાગ્ય પોતે માંની બી પણ શક્યો નહીં. તે એટલી જલદી જીતાશે ને આ ચોચોરાવાળું "ચીરયું" એવી આસાનીથી તેને હાથ ચઢશે એ સઘળું તેને લાગ્યું કે તેની ગણત્રી ને વકક્યાથી ઘણું વિશેષ હતું.

"હવે ત્યારે મારાથી ધીરજની એક પલબી ખમવાની નથી." ખુશાલીની ઉશ્કેરણી અને ઉતાવળમાં પડ્યો હોય તેમ લોર્ડ ક્લેરે કહ્યું; "હું કાલ ને કાલ મારાં બહેનને એ ખુશબખ્તી જાહેર કરશ ને લગનનો દાહડો જેમ બને એમ નજીકમાંજ નકકી કરાવશ"

"હા, પણ કશીબી ગડબડ વગર," મેરીએ માંગી લીધું. "મને એ જાતનો 'ફસ' પસંદ નથી."

"મારે બાખુશી મંજુર છે," લોર્ડ ક્લેરે દીલસોઝ જવાબ કરયો. તેને પણ હાલતો એજ જોઇતું હતું! ચોકકસ કારણ કે મતલબ થકી મેરી જોડેનાં તેનાં નિરધારેલાં લગનનાં તે ઢોલ વગાડવા જરાએ ખુશ નહતો. તેને પોતાને ખાનગીપણાંની ઘણીજ જરૂર હતી, એટલે આ તો મેરીનાં મુખથી બોલાયલું તેને હજારો આવકાર સાથે ભલું આવ્યું હતું. એ તો દરદીને જાઇતુંજ વૈદે ફરમાવ્યું હતું. મેરી એ જોડાણ

લગન થઇ જતાં સુધી ખાનગી રખાવા ચાહતી હતી તેમાં તે ઠગારી પોતાની કોઇ ફકરોની મારેલી ખાસ મકસદ કે મતલબમાં રમતી હતી એવો તે ખડયા ખડખડ ઉમરાવને કયાંથી ખ્યાલ થઇ શકે?

—:o:—

## પ્રકરણ ૧૨ મું

—:o:—

"એવાં જોડાંણુ આગમચથી ઢોલ વગાડીને જાહેર થવાથી તેની ગંભીરતાને અસરજ તુટી જાય છે," લોર્ડ બ્લેરે એકમત થતાં વધારામાં કહ્યું; "તું વહાલી ફરમાવે તો હાલમાં હું મારાં બેહેન લેડી એનડસનને બી એ બાબે કશું જાણવા નહીં દેઉં, ફકત તું ગોઠવણ કરી શકે તે દાહડે ગુપચુપ ને છુપાછુપ બાજુમાંના કોઇ ગરીબ ગામડાંનાં દેવલમાં જઇ ત્યાં પાદરી હસ્તક આપણે પરણી આવ્યે તેનાં માણસોજ જરૂરી સાક્ષીઓનું કામ બજાવશે."

"એ તે તો વળી ઘણુંજ બેહતર! મેરીએ મોટી ખુશાલીથી જવાબ કરયો.

"મને તો એ લગન આગમચથી જાહેર થાય તે માટે એક બીજો બી વાંધો છે," લોર્ડ બ્લેરે વધતા ખુલાસાની હીંમત પકડી, "ત્હારી કંપેન્યન પેલી મેબલ એલીસ મારી શતરૂ છે. હું થોડો બેવકુફ બન્યો હતો, ને મારી લાગણીઓની તપાસ કે તેહકીક રાખ્યા વના હું પોતાને એના પ્યારમાં પડેલો સમજ્યો હતો; પણ

પછીથી એ ટુંક ભંડોલ્યાં ઘરની મુફલીસ પોરી મને મુતલગ માફક નહીં આવી, ને મેં એને ખરતી કીધી તેનું એ વેર ધરાવેછ, ને કીનાની મારેલી અકકલ નહીં કબુલ કરે તેવાં ગલીચ ગુલબાન મારે વાસ્તે લોકોને કેહતી ફરેછ. નહીં કે મને કંઇ તેની પરવાહ છે, પણ એ અમસ્થી ગરબડનો ફીટનો જગાડી આપણા જીવ રંજીદા કરે તે કરતાં ને તું વહાલીની સલ્લાહ મુજબ એ વાત હાલ ખાનગી રાખેલીજ ભલી છે. એને વાઇ કાઉંટેસ થવાનું મલ્યું ને વલ્યું નહીં તે વાસ્તેની એ પોરીની ખફગી ને નાઉમેદી ઘણી મોટી છે."—અને તે મોટે રહાદે (તદન જુઠું) હસ્યો.

"તેની તમે, કંઈ ફકર ના કરો, વ્હાલા," મેરીએ ધીરજ આપી; "તેને હું કંઈ કહેવાનીજ નથી. તેને તો હવે હું રજાજ આપી દેવાની છેઉં. હમણાં હમણાં એ દુકતી ઘણી કાનાસોરી કરેછ, ને મારાં કામમાં માંથું મારતી થવાનો બી માથામાં પવન ઘણો ધરાવેછ."

ટુંકમાં, તે બંને લુચ્છાં "પ્યારાંઓ"ના જુઠાને મતલબી "પ્યાર"નાં એ નાલાયક ધરાંપરાંનું આ પ્રકરણ આપણે અત્રે લાંબુ કરીશું નહીં. તે પ્યાર હતોજ નહીં. પ્યાર? પ્યાર એ તો ખુદાઇ બુલંદી રજુ કરનારી એક અશોઇ છે, કે જેમાં અસ્વચ્છ એક ખ્યાલની વટીક કદી શામીલગીરી હોતી નથી. તે પાક પવિત્ર નેકીભરી નિખાલેશ લાગણી છે કે જેનું મહત્વ આકાશી ઉંચાઇ જટલુંજ મોટું ને બુલંદ છે, અને જેની પાકીજેહ અસર અને સીફતમાં માહાન કવેશ્વરોને વિદ્વાન લેખકો પુસ્તકોનાં પુસ્તકો ભરાય એટલું લખી ગયા

છે. એ લાગણી માંગેલી મલતી કે શોધેલી આવતી નથી. તે તો, બેમાલુમ, બેઅસર જીગરોમાં અસરકારક કીસમે પ્રવેશ પામે છે. અને તેની અસરમાં અસીર થયલાંઓને સરબસર નેકીનીજ રાહે પ્રેરે છે. તેમાં અશુધ્ધતા, અપ્રમાણીકપણું, સ્વમતલબ કે ગલીચીનો એક રેજ સરખો અંશ પણ શામીલ હોતો નથી.

લોર્ડ બ્લેર ને મેરી રસટનના પ્યારમાં એવું લક્ષણ એકે ન હતું. તે તો ઠગાઇ, આપમતલબ અને ગલીચી હતી, અને તેથી તેમની તે દુષ્ટતાનાં એ પ્રકરણમાં વિશેષતાથી લાંબુ કરવા જોગી આપણને દરકાર રેહવી સજાવાર નથી.

તેઓ છુટાં પડયાં. મેરી ઘણી ખુશાલ અને તે સંતોષ પામેલી બંગલામાં પાછી ફરી અને ત્યારે તેણએ જોયું કે અસુરૂં થયલું હોવાથી મેબલ તો તેની વાટ જોવા વના સુવા ગઇ હતી. તેણીએ તેની ગેરહાજરી જાણી લીધી હતી કે નહીં તે બાબે મેરીની કશી ખાત્રી થઇ શકી નહીં.

બીજે દિવસે રવીવાર હતો. મેરી તો કદી દેવલમાં આવતીજ ન હતી, અને મેબલને તેને મલવા કે તેને માટે ખોટી થયા વના દેવલમાં જવા રજા હતી, એટલે તે વેલાસર તૈયાર થઇને સરેસ્તા મુજબ પાધરી પોતે એકલીજ દેવલમાં જવા નીકળી.

દેવલ, આપણે આગળ વાંચ્યું છે તેમ, ઘણું નજીકમાંજ હતું, અને મેબલ હંમેશ ચાલીનેજ ત્યાં જતી હતી. આજે પણ તે એજ રવેસે પાંઊપેઆદી, સહવારની સેહેલબાહની મોજ ભોગવતી, આગળ વધી હતી.

આજે દેવલ તરફ-તેણીએ જોયું કે-અસાધારણ ગીરદીનો દરોરો હતો. કોઇ મી० મારચંટ નામનો બારફર્ડ-દીનનો પાદરી "સરવીસ" (સરેસ્તાની બંદગી) પેહલાં "નેકી" ઉપર વાયજી આપનાર હતો, ને તે મોટો શુભાષીત વકતા હોવાનું દેવલનાં નોટીસબોર્ડપર જાહેર કરેલું હોવાથી તેને સાંભળવાની મોજ થકી ભકિતમાનો તેમજ સામાન્ય શ્રોતા-જનોની ગીરદી ને ધમાલ આજે દેવલમાં ઘણી મોટી હતી.

મેબલે તે નોટીસ વાંચી હતી, પણ તે તો તેનાં લક્ષમાંથી તમામ નિકળી ગયું હતું, ને દેવલ તરફનો આજે અસાધારણ દરોરો જોવા પછીજ તેણીને તે વાતની પાછી યાદ થઇ હતી. તે પોતે પણ એમ થવાથી જાસ્તી ઉલટમંદ બની.

એ પછી તે છેક દેવલની લગોલગમાં આવી ત્યારે તેણીએ કાંઇક અજાયબી વચ્ચે જોયું કે લેડી એન્ડરસન પણ પોતાના ભાઇ લોર્ડ બ્લેર સાથે ધમધમ કરતી એક જોડીની ગાડીમાં ત્યાં આવી. તેઓ દેવલમાં જાથુકના આવનારાં નહી હતા ને તેઓ જો આવ્યાં તો તદન બનવા જોગ હતું કે તેઓનાં ઇજીનથી આજે નેનસી (મેરી) પણ દેવલમાં આવનાર હોય?

તેઓ દેવળના બારણાંપર એકઠાં થઇ ગયાં, અને લેડી એન્ડરસન મુરબીગીરીનું હસીને મેબલને "ગુડમૉરનીગ" કરતી જરા થોભી; પણ તેટલાં તો લોર્ડ બ્લેરનાં ભીણ ફરી ગયાં. તે મોડું થઇ જતું હોવાનાં બાહણાંથી પોતાની બેહેનને લઇને તરંત અંદર ચાલતો થયો.

મેબલ પુઠે ગઇ, ને પોતાની ગરીબ બેઠકમાં બેઠી, કે જયાંથી તે પેહેરેલા ઓઢેલા થથમાર મેલાવડાને તે જોઇ

શકતી હતી; અને તેની ચતુર આંખ્યો એમ ફરતી ફરતી પાછી દરવાજાપર ગઇ ત્યારે તેણીએ જોયું કે મેરી પણ ઘણા થથેરા વચ્ચે દેવલમાં આવી.

તે ખુબ ભપકામાં આવી હતી. ગલાં આગલ કીંમતી હીરાઓનો એક મોટો "બ્રોચ" ઝલઝલ થતો હતો.

તે જઇને પોતાની બેઠકમાં ગોઠવાઇ, ને દુરથી લોર્ડ બ્લેર ને લેડી એનડરસન સાથ નજર મલતાં મેબલે જોયું કે બંને બોરદુવાળાંઓએ અરસપર હસીને હેતથી ને મીઠાસથી ડોકાં કીધાં.

તે પછી "સરવીસ" આગમચની તે વાયજી શરૂ થવાનો વખત થયો. ને પેલો શુભાષીત વકતા-રેવરન્ડ મી૦ રોજર મારચંટ-પુલપીટ કને આવ્યો, કે જ્યારે તેને જોતાં, ઓ ખુદા! મેરીનો જીવજ ગોયા તેનાં બદનમાંથી નીકળી ગયો!!

તે આ જાણીતી ન હતી. જાણે તે તો અત્રે આવતે અથવા ફટકતે એ બનતેજ કેમ? "એક નામીચો પાદરી વાયજી કરનાર છે," એટલુંજ લેડી એનડરસને તેને કહીને અત્રે આવવા ગરદન મારી હતી, ને લોકેલાજે આવવા કબુલ થવા તેને ફરજ થઇ પડી હતી. તે પાદરી કયાંથી આવનાર હતો ને કોણ હતો તે પુછવાનો અને ઘટીટ બધી તલ્લાસ કરી લેવાનો તે હીણનસીબનીને ખ્યાલ વટીક થયો ન હતો.

રોજર મારચંટ-હક લુટાયલી ભલી નેન્સીનો વિવેકી ભરથાર-પુલપીટ કને આવ્યો, ને તે લોકોની મોટી ઠઠને ઘણી ગંભીરતાથી નમ્યો.

તે જરા થોભ્યો. પોતાની વાયજી શરૂ કરવાની તૈયારી

આગમચ તેણે ગલું એક ખંખારથી સાફ કરયું, તેટલાં ને પોતાની નજર તે પાક મકાનમાં જમા થયલા લોકોના મસમોટા સમુહ ઉપર ચોપાસ દોડાવી; અને તેમ કરતાં તે આબાદ મેરી ભણી ટીકાઇ, કે જે "મોટે ઘરની" તરીકે આગલી હરોલમાં પેહેરેલી ઓઢેલી બેઠેલી હતી!

તેઓની આંખ મલી, અને રોજર મારચંટના ચેહેરાપર એક બી ફેરફાર થયલો દેખાયો નહીં. તેણે તો તે કશુંજ અસાધારણ જોતો ન હોય તેમ ઘણાજ ગંભીર દબદબાથી એકાદ પળ તે લુચ્છી છોકરીપર નજર ઠેડવી, પણ અરે, તે આંખસે આંખ મલતાં મેરીનાં દીલમાં જે દરયા દોહોવાતા થયા, ને મસમોટા ગભરાટની તેનાં જવાંન જીગરમાં જે ધાટકી અછાડપછાડ થઇ તેનું બ્યાન કઇ કલમ કરી શકશે?

—:o:—

## પ્રકરણ ૧૩ મું.

—:o:—

જ્યારે કે તે લોર્ડ બ્લેર જેવા એક મોટા ઉમરાવને પરણીને સલામતીનાં એક બારાંમાં જઇ લંગરવાની તદન પગભર ઉમીદમાં હતી, જ્યારે કે એકજ આગલી રાત્રે એ બધી સુખકારક ગોઠવણો તમામ પરીપક્વ થઇ રહી હતી ત્યારે એ કાંઇ જેવું તેવું કમનસીબ લેખાય કે રોજર મારચંટ ચાલ્યો ચાલ્યો, લેકફીલ્ડમાં—જ્યાં તે આવી રહી હતી ત્યાંજ—"નેકી"નો લોકોને ધરમબોધ કરવા, દાબડામાંના ભુતની રવેશે, નહીં ધારેલો ફુટી નીકળ્યો?

તે-મેરી-આ અભાગથી બીલકુલ હબતી ગઇ. એવું જાણતે તો તે આજના રવીવારે એ દેવલમાં ખચ્ચીત કરીને આવતેજ નહીં! હવે શું થાય? હવે કેમ તે ત્યાંથી ઉઠીને પાછી ન્હાસી જાય કે જતી રહે? એક મોટે ઘરની ધણી શ્રીમંત બાનુના ઠાઠથી તે ઘણો સરખો ભપકોસપકો કરીને આજની કમબખ્ત સહવારે અત્રે આવી અને બેઠકોની આગેવાન હારમાં ગોઠવાઇ ત્યારે આએ કીસમે ફસી જવા ને ફજેત થવાનો તેને દુરનો એક સ્વપ્નો એ થયો ન હતો!

"તું ઓ ઓરત કે મરદ-ખાકી માનવી-ખરૂં માન કે પાપનાં તારાં કીધાં કરતુક કદી છુપાં રેહતાં નથી," રોજર મારચંટે એ પછી તે વાયજી જારી કરતાં મોટા ખુલ્લા અવાજે શરૂ કરયું, અને મેરીને લાગ્યું કે તેની આંખો એમ બોલતાં ખુદ તેનાપરજ ટીકાયલી હતી! આજના ધરમ બોધની બાબદજ તેણે એવી લીધી કે જેમાંનું બધું-તેણીને લાગ્યું કે-તેને ને તેનેજ લાગુ પડતું તે કહી સંભળાવતો હતો, અને તે બધું દસેક મિનીટ તક તો છાતીપર પાહાડ ઉઠાવી ગભરાયલી ફુગલાયલી તે બેનસીબ બાળા સાંભળતી બેઠી. પણ અંતે તેણીની ધીરજની તમામ હદ વલી ગઇ. તે કેમ સાંખે? આ ચાલુ શબ્દ પ્રહાર, ઉપરાસાપરી ચાબુકના માર જેવા, તે બાપડી કેમ સહન કરી શકે? અંતે જ્યારે તેણીને ખાત્રીપુર્વક લાગ્યું કે તે બધું સાંભળવાનું તેના ઉસ્કેરાયલાં મગજને માટે હદ વગરતું જ્યાદા હતું, ને તે ઉઠીને ચાલતી નહી થશે તો ત્યાંજ બેહોસ થઇ જશે ત્યારે તે-અચબુચ બીમાર થઇ હોય તેમ-લઠડતી ઉઠી અને બારણાં ભણી ચાલી, કે જ્યારે તે

અજબ જેવું થયલું હોવાથી આખા મેલાવડાનું સ્વભાવીક તેણીની ઉપર ધ્યાંન ખેંચાયું.

રોજરે પણ તે જોયું, પણ તે તો પોતાની વાયજીમાં આગળ બોલતોજ રહયો. મેરીના બાબમાં કાંઇ બી અસાધારણ હોવાનું યાતો તે હજી જાણતોજ ન હતો. અથવા જાણતો હોય તો તેણે લોકોને તેવું કશુંજ દેખાડયું ન હતું, એટલા માટે મેરીને ઉઠીને ચાલી જતી જોવા છતાં તે પોતાનાં ભાશણમાં જરા બી થોભ્યો કે તે વાતપર જરાએ લક્ષ આપતો દેખાયો નહીં.

પણ મેરી આગળ વધીજ નહીં શકી. તે અભાગણીને લાગ્યું કે આખા મેલાવડાની આંખે તેના પર ટીકાયલી હતી, ખુદ મારચંટ બી ભાશણનાં દરમ્યાનમાં તેણીની એ હીલચાલ બારીકીથી તપાસતો હતો, અને તે સઘળું, તેથી, તેણી ખમી શકે તેથી એટલી હદ સુધી જ્યાદા જબુન થઇ પડયું કે બારણાં તક પોંહોંચતાં સાથે તેણીએ એક મજબુત લપેડો ખાધો, ને બારણાંના ઉંબર આગળ બીજીજ પલે તે બેહોસ તુટી પડી !

ત્યાં, અલબત, એ ઉપરથી મોટો ગભરાટ થઇ રહયો. આખી મિજલસ ગભરાઇને ઉભી થઈ, વાયજી અટકી ગઇ, ને ઘણાકો તે "મોટે ઘરની બાંનુ"ને મદદ થવા દોડી આવ્યા, જેમાં–કેહવું પડવું નથી કે–લોર્ડ બ્લેર અને મેબલ, અલબત, આગેવાન હરોલમાં હતાં.

તે ઘણુંજ દુખકારક હતું. સીલ્ક સેટીનમાં સજજ થયલી અને હીરા મોતીમાં ગંઠરાયલી તે કમબખ્તને એમ ઉં

મસ્તક જમીન ઉપર બેહોસ પડેલી જોવાનું ઘણું હૃદયભેદક હતું, પણ કોઇ ખરી વાત કાંઇ સમજયું નહીં. બધાંને બસ એમજ લાગ્યું કે તે બંધ્યાર દેવલમાંના મોટા મેલાવડાની ગીચપીચથી થયલી ગરમીનુંજ તે પરીણામ હોવું જોઇએ; કે ત્યાં આવ્યા પછી જલદીજ તેનો જીવ ગભરાવા માંડયો હશે, અને તેથી ઉઠીને ઘરે ચાલી જવા નીકળી ત્યારે આએ મુજબ જીવ ફરી આવવાથી તે બેહોસ થઇ ગઇ હતી.

રોજર મારચંટ આગળ આવ્યો નહીં. તે તો વાયજીમાં થોભીને ગંભીર દબદબાથી પુલપીટ કનેજ ઉભો, અને તેવામાં તો મેબલ અને લોર્ડ બ્લેર તેણીને જલ્દીજ જરાતરા પાછી હુશ્યાર કરીને બાહેર લઇ ચાલ્યાં, એટલે સ્રો પોતપોતાની જગ્યાપર પાછાં ગોઠવાયાં, અને તે વાયજીનું કામ આગળ વધ્યું.

બીજા હાથપર મેરીને ભલી મેબલે લોર્ડ બ્લેરની મદદથી તેણીને બંગલે લઇ જઇ આગલાજ હોલમાં એક સોફાપર સુવાડી. તે હજી પુરી સુધ્ધીમાં આવી ન હતી. મનપરનો કાબુ મગજની અતી અસ્થિર ને ઉસ્કેરાયલી હાલત વચ્ચે તે બાપડી એટલી હદ સુધી ગુમાવી બેઠી હતી કે થોડી સુધ્ધીમાં આવતાં સાથે તે પાછી ને પાછી બેહોસ થઇ જતી હતી.

એમ છતાં લોર્ડ બ્લેર જાસ્તી થોભ્યો નહી. તેનું દાઘેલ દીલ તેને હવે મેબલ સાંમણે એકદમ ઘણી મોટી હદ સુધી હીચકારો બનાવતું હતું. રખે મેરી સાથનાં નકકી થઇ ચુકેલાં તેનાં લગ્નની તેણીને માહીતી થાય, ને તે એ ખુશનસીબી ભાંજી પરાવે તે ફીકરથી મેબલના સંબંધમાં તે એટલો

બીહીતો રેહતો હતો કે મેરીને તેને ઘર પુગાડી તે જરા હુસ્યાર હતી એવું જોતાં તે ચુપચુપ, દેવલમાં જલ્દી પાછો ફરવાને બાંહણે, તુરત ત્યાંથી પાછો ખલ્લીજ ગયો.

મેબલને તે ગમ્યું. આવા સંજોગો વચ્ચે તેમના વચ્ચે રખે કાંઇ નવો "સીન" બરપા થાય તે ફીકરથી તે નનાજની પણ બીહીતી હતી, એટલે લોર્ડ બ્લેરે ત્યાંથી ખલ્લી જવાનું પોતાની ખુશીનું ડાહપણ બતાવ્યું તે એ ભલી છોકરીને પણ પુરતું ગમ્યું.

તે પછી હેરી રફતે રફતે પુર હોંશમાં આવી તેણીની મુર્છાગત સ્થિતી ફકત તેનાં ગભરાયલાં મગજની ફીકરો અને ઉશ્કેરણીનું પરીણામ હતું એટલે તેને પાછી હોશમાં આવતાં ઝાઝીવાર થઇ નહીં. તે પછી તે ઉઠીને બેઠી, ને ઉંઘમાંથી એક બીહીધરાવનારો સ્વપ્નો જોઇ બેદાર થઇ હોય તેમ તેણીએ આંખ ચોલી તે અણગમી ગઇગુજરી બધી પાછી યાદ કરી લીધી, કે જયારે સ્વપ્નો નહીં પણ રોઝર સાથ રૂબરૂ થવાનો તે એક ખરેખરો અને જીવતોજાગતો જીવ ગભરાવનારો બનાવ હતો એમ માહીતી ને ખાત્રી થતાં તે એકદમ ચીસ પાડી ઉઠી.

"ઓ, મને જવા દેઓ! મને નહાસી જવા દેઓ! તે જરૂર મને પકડાવશે,!' તેણીએ સરબસર એક દીવાનીનીજ અદાથી ચીસ પાડી કહયું.

મેબલ હબતી ગઇ. તેની શેઠાંણી આ શો લવારો કરતી હતી? તેને પકડે કોણ ને કાંએ? કાંઇ તેનાં મગજપર દેવલમાંની ગરમીના બાએસથી એકદમ માઠી અસર તો ન

થઇ ગઇ હોય? તેની દગરી ચસ્કી તો ન હતી?

"કોણ તમોને પકડે, મીસ? કોએ તમોને પકડે?" પેલી જે એક સરયાંમ દીવાનીની અદાથી નહાસવાનું કરતી હતી તેને પોતાની બાથમાં મજબુતી ને હેતથી પકડી રાખતાં તેણીએ ઘણીજ માયાથી પુછ્યું, અને ત્યારેજ મેરી પાછી સચેત થઈ.

તે એક જોરાવર મનની છોકરી હતી, એવાં ભયંકાર તરકટમાં જેઓ પ્રવીણ થઇ શકે તેઓ દીલનાં ઠીચકારા છતાં મનપર અણીની ઘડીકે કાબુ મેળવી લેવા માટે પુરતાં સમર્થ હોય છે. તે તરત પોતાનો જોખમ જોઇ ગઇ, ને પોતે પોતાની હેમાકતથી કાલનો દુકાલ આજેજ પાડતી હતી એમ જોતાં પુરતી પાછી સાવધ થઇ.

તેણીએ પોતાના માથાના બાલનાં કપાળપર વેરવાર ધસી આવેલાં ઝુલફાં એક ઝપાટે ઉંચાં કર્યાં, ને કપાલ જોશથી દાબ્યું. તે બીલકુલ શાંત થયલી હતી.

"એ મને શું ઘેલાપણું આવી ગીયું'તું?" તેણીએ ફીક્કું હસવાની બ્યર્થ કોશેશ કરતાં કહયું, "એ હું શું ઘેલુંગાંડું બોલી ગેઇતી, મેબલ?

"હું તો કંઇજ સમજી શકી નથી, મીસ," મેબલે અજબ થતાં કહયું; "તમે સારી પેઠે તો છેઓ?"

"હા; હવે મને જરા સારૂં લાગેછ," મેરીએ જવાબ કરયો. "હું ધારૂંછ જે દેવલમાં જવાની તબેહ મેં છોડી દીધી ને તેથી ત્યાંની આજની મોટી ગીરદી ને ગીચપીચ મને માફક આવી નહીં. ગરમીથી મારો જીવ બેતાબ

મારી ગયો. હું શું બેહોસ થઇ હતી?"

"હા, મીસ."

"હોરીજ! મને અહીં કોણ લાયું તે વટીક હું જાણુતી નથી," તેણીએ આસ્તે આસ્તે પોતાની લાગણીપર પાછો મજબુત કાબુ મેલવી લેતાં ધીરે ધીરે કહયું;" જોની' મારા હાથ કેવા ગરમ ગરમ બલેછ! હવે હું મારા ઓરડામાં જઇને સુઇ રહેવા માગુંછ. ગમે તે કારણે મને જરાબી ડીસટર્બ નાં થવા દેતી. હું એક બે દાહડા નીરાંત કરશ તો પાછી સમી થવશ મને ગમે તે મલવા મુકવા આવે તો સાફ નાજ કેહજે.–અને મેબલે એ બધા હુકમ મુજબજ વરતવાની ખાત્રી ને સધ્યારો આપ્યો, એટલે તે ઉઠીને–અતી ઘણી શોકાતુર અને ગંભીર–પોતાના ઓરડામાં ગઇ. જેનું બારણું તેણીએ અંદરથી બંધ કરી અલડરાપ ચઢાવ્યાં.

ઘણું લોક તે પછી આવ્યું ને ગયું. લેકફીલ્ડની મોટી સોસાયટીમાં મેરી છેક આગેવાન હરોલમાં ફરવાવાલી થઇ હતી એટલે સ્વભાવિક તેની દેવલ માંહેલી બેમારી ઘરેઘરની વાતચીતનું મુળ થઇ પડી, ને બપોરે ટીરીન આગમચ મેબલ સૌને જવાબો કરીને નરમાસ અને ઉપકાર સાથ પાછા ફેરવતાં થાકીને તદન બેજાર બની ગઇ.

લેડી એનડરસન પણ આવી ગઇ, તેનાં તો તુમાખથી નસ્કોરાં પર નસ્કોરાં ચઢી ગયાં. તે તો "અમસાં પોતીકાં"ની દાવાદારી સાથે આવી હતી, માટે મેબલે જયારે તેને બી મલવા દેવાના ઠરાવથી નાજ કહી ત્યારે તેને માઠું ઘણું લાગ્યું, ને તેનું માથુ તેથી ઘણું ફરી ગયું.

છેક બપોર પછી પેલો પાદરી આવ્યો-રેવરંડ રોજર મારચંટ. મેબલે તેને દેવલમાં જોયલો એટલે તેણે તેને તરત ઓળખ્યો, ને તે ભલો ધર્મ અને શીક્ષાગુરૂ પોતે પણ મેરીને દેવલમાં પોતાની વાયજી દરમ્યાન બેમાર થયલી જોયલી હોવાથી તેણીની ખેરઆફ્યતની પરપુરછની કાલજી સાથે અત્રે આવ્યો તે એ ભલી છોકરીને ઘણું ગમ્યું, તે શું જાણે ખરી વાતનો ભેદ? તેને કેમ ખબર પડે કે તે પાદરી એજ મતલબથી ન આવ્યો હતો?

—:•:—

## પ્રકરણ ૧૪ મું.

—:o:—

તે ઠસ્સાથી અંદર આવ્યો, ને એક પાદરીનીજ ગંભીરતા ને દમામથી મેબલને નમ્યો.

"મીસ રસટનની તબ્યત કેમ છે હવે?" તેણે ગંભીર દબદબાથી પુછ્યું, "મારે તેવણને જરૂરી મલવું છે."

"તમારી કંઇ ભુલ છે, ફાધર," પેબલે સમજાવ્યું; "અહીં મીસ રસટન કોઇ રેહતાંજ નથી"

"ત્યારે?"

"અહીં તો મીસ નેનસી જોનસ્ટનને નામનાં એક જવાન બાનું રેહેછ," મેબલે જવાબ કરયો, ને તેવણ તો બીચારાં બીમાર પડેલાં છે. તમારી વાયજીની વખતેજ તમારાં દેવલમાં બીમાર થયાં હતાં; તમો સાહેબને ખબર હશે?"

"મીસ નેનસી જોનસ્ટન," રોજર મારચંટે જાણે ભેજામાં

ઉતારતો હોય તેમ ધીમે ધીમે દરેક બોલપર ભાર નાંખી કહ્યું.

"જી હા."

"છોકરી" રોજરે કહ્યું, "ત્હારા ચેહેરાપર હું નેકી નીર્દોષતા ને સચ્ચાઇ વાંચુછ. કેહે મને, એ છોકરી મારી વાઇફનું નામ ધારણ કરીને અત્રે રેહીછ તેનો ભેદ શું છે?"

"હું-હું કંઇજ જાણુતી નથી!" મેબલે આ આરોપના ખ્યાલથીજ દબાતાં કહ્યું; "તમારાં વાઇફનું નામ? તમે શું કેહોછ કે કેહવા માંગોછ તે હું તો સમજતી વટીક નથી!"

"હું ન્યુકેસલમાં હતો તે વખતે વાતપરથી વાત મેલવતાં ને તલ્લાસપરથી તલ્લાસ કાઢતાં બાતમી મેલવી શકયોછ, બાઈ, કે ખરી મીસ જોનસ્ટન સામે એક ભયંકાર દગાબાજી રમ.યલી છે. હું હજી બધી બારીકીઓ એકદમ પકડી શકયો નથી, પણ હું વધતી તલ્લાસમાંજ છેઉં," રેવરન્ડ મારચંટે વધતો ખુલાસો કર્યો. "એમ છતાં જો એ છોકરી મને મલવા માંગતી હોશે તો એને રૂબરૂ મલવા ને એનો ખુલાસો સાંભળવા હું ખુશી છેઉં. ચોરી ગણીજ ઉંધાડી ને ઘણીજ હેરતભરેલી છે, કેમજે મારી ગરીબ વાઇફના ઘણાજ અગતના દસ્તાવેજો વટીક અમારે ઘરથી ગુમ થયલા પકડાયા છે!"

મેબલનાં મોઢાંપરનો રંગ ઉડી ગયો. યા ખુદા, શું એવું બી કાંઇ તરકટ થઇ શકતું હશે? શું આ ભયંકાર વાત ખરી હશે? કેમ બને!

"હું તો કંઇજ જાણુતી નથી; હું તો કશુંજ સમજી શકતી નથી," તેણીએ દગાયલી અદાએ પાછું કહયું "હું તો

ફક્ત એવણુની 'કંપેન્યન' છેઉ, પણુ કદાપી જો તમો મારાં માસી મેડેમ સારાને લંડનમાં મલશો તો તેવણુ કંઇ નહીં ને કંઇ ખુલાસો એ બાબદમાં કરી શકશે. તેવણુ કદાપી કંઇ નહીં ને કંઇ એ બાબદમાં જાણુતાં હોશે."

"એન્ડ સ્ત્રીટવાલાં માંલીનડ?"

"હા જી."

"ને હું આજે એ જવાંન અબલાને તો નહીંજ મલી શકું?"

બીલકુલજ નહીં," મેબલે કગલી પડતી ઢપે કહયું; "ખરેખરજ ઘણાં બીમાર છે, ને હાલ તમને મલી શકવા જેવી હાલતમાં નથી."

"ચિંતા નહીં," રોજરે નાખતીથી કહયું; "મારે જરૂરનાં કામે એકદમ લંડન પાછું ફરવુંજ છે, એટલે તમારી સલ્લાહ મુજબ હું મેડમ સારાને મલી લેવશ, અને પછી વધતી તેહકીક સાથેજ હું અત્રે પાછો ફરશ. ગુડબાય; આપણે પાછાં જલ્દીજ મલશું."–અને તે ગયો.

તે ગયો, પણુ પુરતો વહેમાયલો–બલ્કે મેરીનાં અઘોર પાપ માટે પુરતી બાતમી મેળવેલી હોવાની ખાત્રી સાથેજ ગયો. તે અજબ થયા વગર પણુ રહી શકયો નહીં. તેની આજની વાતચીતના પેહલાજ શબ્દો એવા હતા કે મેરી જેવી એક ચોર છોકરી થયરીજ જાય, ને તે થયા ગઇ તેમાં હવે કશીજ શંકા રહી નહતી એ એક અજબ જેવો ખુદાનો સરજેલો સંજોગ હતો, પણુ ચોકડું ઘણીજ તાજુબીભરી કીસમે બંધ બેસી ગયું હતું!

તે વહેમાયલો અત્રે આવ્યો હતો, કેમજે મેરીની ઠગબાજી તે એ આગમચ વધતી ઓછી પામી ગયો હતો, પણ મેરી અત્રે-તે વાયજી કરવા આવશે તે ગામમાંજ-તેને હાથ સપડાઈ જશે એમ તેણે કયાં-ધાર્યું કે જાણ્યું હતું?-પણ ખુદાની લાકડીને અવાજ નથી. તે બે-અવાજ નિયમીત પોતાનું કામ કરે છે.

મેબલ તેના ગયા પછી ઘણીજ થથરેલી રહી. તે મેરીને મલીને બધુ કેહી દેવા માંગતી, હતી, પણ મેરી તેને મલે ત્યારે કેની? તેણીએ મેબલને સાફ મના કેહવાડી હતી ફકત તેણીની "મેડ" (દાયા) તેની કને બારણું ઉઘડાવી અવારનવાર જઇ શકતી તે સિવાય તે કોઇને બી પોતાની રૂબરૂ આવવા કે થવા દેતી નહીં.

મેબલે તેને કહી મોકલ્યું, બધું તો કેમ કેહવાડે પણ રેવરન્ડ રોજર મારચંટ મલવા આવ્યા હતા તે સંબંધમાં તેણી તેને તેના રૂમમાં જરૂરી મલવા માંગતી હતી એટલુંજ ફકત કેહેવાડયું, પણ તેને બી મેરીએ મચક આપ્યું નહીં. ખરી વાત એટલીજ હતી કે રોજર સઘળો ભડકો ફોડી ગયલો હોવો જોઇએ એ ભયથી તે હવે મેબલને મલવા વધીક હીંમત કરી શકતી ન હતી. તે શું કહી ગયો તે બોલાયલું શ્રવણ કરી શકવા જેટલી પણ તેનાં ધડકતાં ને ફાલ ખાઇ ગયલાં હ્રદયમાં હીંમત હવે રહી ન હતી.

પેલી "મેડ" અજબ થતીજ મેબલ પાસ પાછી ફરી હતી. તે બી ઘણી બીહીધેલી આવી.

"રેવરન્ડ મલવા આવવાનું જાણીને તો મીસ જાસ્તી

બીમાર થયાં," તે કહેતી આવી; "એ શું હોશે? હીસ્ટીરયાં હોય તેમજ મને તો લાગેછ! મને પુરી સાંભળી બી નહીં. તમારૂં કહેવાડેલું હું કેહું ને પુછું તેટલાં તો ચીસ પર ચીસ પાડી જે મારી આગળથી જા-જતી રેહે!"

શું મામલો ત્યારે એટલી હદ સુંધી બીગડેલો હતો? મેબલ, બની શકે તો, એમ વિચારતાં મનથી વધતી દધાઇ. અલબત તેણીએ પેલી "મેડ"ને કશુંજ કહયું કે જાણુવા દીધું નહીં.

સોમવાર થયો રવિવારે દેવલમાં ગયાથી તેણીનો ભયંકાર ભેદ પકડાઇ આવવાનો બખેડો થયો તે આખો દિવસ કોઇને પણ મલ્યા વગર દગલબાજ મેરીએ પોતાના ઓરડાના એકાંતમાં સબડીનેજ પુરો કરયો, ને રાત્રે પણ તે ત્યાંજ ગગડી રહી, એટલે બીજી સહવારે (સોમવારે) મેબલ ઉઠી ત્યારે જાણે કોઇ આવતી ખરાબીની આગાહીની ફીકરથી તેણીનું નીર્દોશ જીગર જોસથી ધપકતું હતું. તેણીને કાંઇ ગમતુંજ ન હતું કાંઇબી ગંભીર માઠું થવાનો તે ભોળી બાળાને મજબુત ખટકો થયા કરતો હતો, ને તે ઘણી બેચેન ઉઠી.

તે નાસ્તાપાણીથી પરવારીને બાગમાં ગઇ. મેરી તો તે દિવસે પણ પોતાનાં કેદમાંથી બાહેર આવી ન હતી, અને બીમારીનાંજ બાંહણાંથી મેબલને વટીક મલવાની બજીદાઇથી સાફ ના પાડતી હતી એટલાં માટે તે (મેબલ) એકલી અટુલી બગીચામાં નાસ્તા પછી ફરતી હતી ત્યારે તેણીએ ઝાડોની વચ્ચેથી બાગની પાછલી મેરથી ભરાતો છુપાતો બગીચાના પાછલા (પશ્ચીમ ભણીના) ભાગમાં એક જવાંનને જતો જોયો

ને તે ચમકી. તે તરત ચેતી ગઇ. તેણીને તે આસામીનો ચેહેરો ઝાડોની ઓથે છુપાયલો દેખાતો ન હતો, પણ પોશાક અને લઢણ ઉપરથી પણ અનુમાન કરી લેવાને સુંદર મેબલને કશીજ રીતે મુશ્કીલ થયું નહીં કે તે કોઇજ નહીં પણ પેલો લુચ્છો લોર્ડ બ્લેર હતો.

અને ત્યારે? અને ત્યારે આવા સંજોગોમાં વટીક તેણીએ આગળ રહીને આ સડેલો મામલો કાંએ હજી આગળ વધવા દેવો જોઇએ? તેણીનું પ્રમાણીક દીલ તેને તે માટે રજા આપેજ કેમ? તેણીએ તે લબાડ આદમીને પુરતો ચેતાવ્યો હતો કે તેણે જેમ તેણીને પોતાને હાથતાલી આપી હતી તેમ જો તે તેની શેઠાંણી કે કોઇ બી બીજી છોકરીના બાબમાં વરતતો પકડાશે તો તેણી તેનો કશોએ સરોપરો રાખ્યા વના તેને જરૂર ઉઘાડો પાડશે; અને તે છતાં જો તે પોતાના જોખમો માટે આંધળો થાય તો તેને તેણીએ ઉઘાડો કાં ન પાડવો જોઇએ? તે એક ભલું કામ કરવા ચાહતી હતી-બેઉનું ભલું; તે લોર્ડ બ્લેર અને મેરીને બંનેને બચાવની ઓથ આપવા ચ્હાતી હતી, ને તેથી તે લોર્ડ બ્લેરનાં કપટથી કે મેરીના ગુસ્સા ના ઠપકાથી ડરી જાય ને પાછી પડે તે માંહેલી કાચીપોચી હતીજ નહીં એવાં બી ઘણાં નેકચલણ આસામીઓ થાય છે કે જેમનામાં ગમે એવા નજર સાંમે દેખાતા જોખમો છતાં પોતાની પાક ફરજ સર્વોપરી લેખવાનું લક્ષણ રગેરગમાં પચી ગયલું હોય છે, ને ભલી મેબલ તે માંહેલીજ એક હતી.

તે તરત ચકરાવો લઇને અંદર (બંગલામાં આવી, પણ તેટલાં તો પાછલે બારણેથી, તેણીને માલુમ પડયું કે, લોર્ડ

બ્લેર મેરીના ઓરડામાં ધુસી ગયલો; ને આટલુંજ સાચી મેબલને જાસ્તી નારાજને ગુસ્સે કરવા જોઇએ તે કરતાં વધારે હતું. વળી તેણીએ જોયું કે પેલી "મેડ" લુચ્ચી મેરીને હાથ પૈસા બદલ વેચાઇ ગયલી હતી તેણીએ મેબલને ઉડાવા જોગાજ સર્વે જવાબ કર્યા, અને એક સાવચેત સંત્રીની અદાથી તે મેરીના ઓડાની બાહેર ચોકી કરતી રહી હતી તેજ બતાવાને બસ હતું કે તે પોતાની શેઠાંણીના "વિશ્વાસ' માં ધુસી ગઇ હતી, ને તેજ લોર્ડ બ્લેરને અત્રે તેડી લાવવા ને ઘરમાં દાખલ કરી તેઓની આ છુપીછાંની મીલાકાત કરવામાં પણ આગેવાની ધરાવનાર હતી.

પણ મેગલને તેની શું પરવાહ હોય? તેણીએ તેને ધક્કો મારી ગુસ્સાની એક અછાતથી બાજુ કરી, અને પછી પોતે મેરીના ઓરડા ભણી ગઇ તે ઓરડાનું બારણું ઉંઘાડીને અંદર ધસી જવાનું, અલબત, ઘણું નાજુક ને નબોજું હતું કેમકે પેલી "મેડ લોર્ડ બ્લેરને બગીચાને રસ્તેથી અંદર દાખલ કરી, તરતનીજ એ બાજુથી બાહેર આવેલી, એ બારણાંપર ચોકી કરતી હતી એટલે બારણું અલગુંજ બંધ કરેલું હોવાનું મેબલ ખુલ્લું જોઇ શકતી હતી; એમ છતાં એ બધા પોતાના મનના અણગમા ને આનાકાનીપર જીત મેળવી મેબલ, ઠરાવવંતી, તે બારણાં કને ગઈ, ને બારણા પર ટપટપ આંગળાં મારી થોડીક પલ તે થોભી; તે પછી એક નરમ આંચકાથી તેણીએ તે બારણું થોડુંક ઉંઘાડયું અને પછી તરતજ ગંભીર કદમે પોતે અંદર જઇ તે પાછું બંધ કરી લીધું.

——:o:——

## પ્રકરણ ૧૫ મું.

—:o:—

બારણું ઉઘાડતાં સાથે મેબલે જોયું કે પેલાં બંને ઘણાં અજબ થયાં બારણાં ભણી જોઇ રહયાં હતાં મેબલે અંદર ધસી જવા આગમચ બારણાંપર બાહેરથી ટપટપ આંગળાં અફાળવાનો જરૂરી વિવેક કર્યો તેથી થયું એમ કે તે બંને નાલાયકો પોતાની આતુરતાભરી વાતચીતમાં એકદમ ચમકીને ચુપ થયાં, અને ઘણી અજાયબી વચ્ચે તે બંનેની બારણાંપર નજર ચોંટી રહી.

આ "સરકશી" માટે મેરી અવલ તો ઘણી વધારે અજબ થઇ. તે તેનું પાપ પકડાય ત્યાં સુધી તો તેના ઘરની માલેતુજાર શેઠાણી હતી, ને કોઇબી કશાંપણ કારણ થકી તેને એ તેના લોર્ડ બ્લેર જોડેની વાતચીતમા કશીજ પ્રકારે હરકત નકરે તેથી તો તેણે પેલી "મેડ"ને બારણા કને ચોકી કરતી ઉભી રહેવાનો હુકમ આપ્યો હતે. અને તે છતાં કોઇ તેને એમ ડીસટર્બ કરતું બારણાં તરફ આવ્યુ એ સરકશી નહીં તો બીજું શું? તે અજબ થઇ.

અને તેટલામાં, તો ઉપર કેહવા મુંજબ મેબલ દેખીતી ઠરાવ ભરી અદાઓ સાથે બારણું ઉઘાડી ઓરડામાં દાખલ થઇ, કે જ્યારે તેને જોઇને મેરીનો ગુસ્સો હાથથી ગયો.

"ત્હારી તાકાત શું કે એ રીતે મારા બોલાવ્યા વગર મારા ઓરડામાં ધસી આવવાની તું હીંમત કરે, મેબલ!" તેણીએ ગુસ્સાથી એકદમ ટસટસ ખેંચાઇ જતી આંખોએ પુછ્યું; "તુંને "મેડે" અંદર આવવા ના કહયું કે નહીં?

"ના તો ઘણું કહયું પણ મેં તેનું માન્યું નહીં," મેબલે નરમાસથી-ધીમે સ્વરે તોબી ઠરાવવંતી ઢપે જવાબ કર્યો.

"અને તેનું કંઇ કારણ?"

"કારણ કે મારે એક પાક ફરજ તાકીદે બજાવવાની જરૂર હતી," તેણીએ જવાબ કર્યો, અને આ તે એવા તો ઠસ્સાથી બોલી હતી કે તેની એ હીલચાલમાં બેવજુદ કશું નજ હોવું જોઇએ એમ છેડાયલી વાઘણ જેવી મેરીને વટીક તેણીની મરજી ઉપરાંત જાણે મનથી લાગ્યા વના રહી શકયું નહીં!

પેલો તો થથરીજ ગયો હતો. મેબલ અંદર આવીનેજ તેનાં પાણી મરી ગયાં હતાં. તેને મેરીની દગાબાજીનો એક દુરનો સ્વપ્નોએ ન હતો. એટલે તે આ "સુનાની ચલ્લી"ને ફાંસમાં ફસાવાની જે જાલ બીછાવતો હતો તેમાં અંતે માહાત થવાનું મેબલને જોતાં સાથેજ તે લુચ્ચો પામી ગયો હતો.

તેણે બોલવા માંગ્યું. એ તેણીના ગુમી આવવાથી તેને પોતાનેબી કેવુંક માઠું લાગ્યું હોય તેમ તેણેબી બોલવાનું તો કીધું, પણ મેબલે હાથની એક આંગલી ઉચકી તેને ચુપ કરી નાંખ્યો, ને તે બોલો બોલાયા વગરજ તેના હોઠપરજ મરી રહયા.

"તમે તો ચુપજ રહેજો, લોર્ડ બ્લેર," તેણીએ ચેતવણીની આંગલી ઉંચી કરતાં ગંભીર દબદબાથી કહયું; "મેં તમને પુરતી ચેતવણી આપ્યા છતાં તમે આએ બાઇની એવડી ખોહારીથી પાછા પડયા નથી, એટલે તમારે હવે બચાવમાં બોલવા જેવું કંઇબી બાકી છેજ નહીં."—અને તે

પછી મેરી ભણી ફરીને તેણે કહયું, 'મીસ જોનસ્ટન, અત્યાર તક તમે મારી ચેતવણીઓને થોકરે મારેલી છે તોબી તમારાં ભલાંને વાસ્તે મારે ફરજ્યાત ફરીથી કેહવું જોઇએ કે આઓ માણસને તમને કે કોઇબી છોકરીને પરણવાનો કશો હકજ નથી. એ છુપી રીતે એક ગરીબ છોકરીને આએ આગમચ પરણેલો છે કે જે બીચારી એના મુંગા માર ને ચાલુ જુલમાતનાં પરીણામમાં હાલ લંડનની એક દીવાનશાળામાં રીબતી છતાં જીવેછ. હું પોતે તમારીજ પેરે ફસતી હતી–મારા તો લગનના વાગા વટીક વસાયલા હતા ને તેવામાં એ નાલાયક બેહેનને તે વાતની ખબર પડવાથી તે બીચારીએ વખતસર મને તે આગલાં ખરાં હકદાર લગનની બધી પુરવારીઓ મોકલી બચાવી લીધી. પુછો એને, એ ના કહેવાની હીંમત કરેછ ?"

મેરીનો દમ આખર થઇ ગયો ! હવે તે શું કરે ? તેણીના બચાવની જોરાવર ઉમીદનો આ એકજ અમલો એક તડાકે પાછો ભાગી પડતો હતો તેને એ લગન વગર ચાલે એમ ન હતું, ને તેબી એક પરણેલા આસામીને જાંણી બુજીને પરણીને તે શું સાર મેલવે ?

બધાં ચુપ થઇ ગયાં. કોઇ કશું બોલતું ન હતું. મેબલ બોલતી બંધ થવા કેડે બધાં એકમેકનું કોયું જોતાં ખામોશ ઉભાં. મોહોત જેવીજ ચુપકીદી ને શાંતી ત્યાં પ્રસરી રહી, પણ અંતે લોર્ડ બ્લેરને બચાવમાં બોલ્યા વગર ચાલ્યું નહીં.

"તું આએ કપટી છોકરીનું કહેલું માની બી શકેછ. નેની ?" તેણે નીર્દોશતાના દેખાવ સાથે તકાજો કર્યો; 'હું

પરણેલો હતો એ વાત ખરી છે, પણ તે ઓરત ગુજરી ગયલી છે, ને હું પાછો પરણવાને બીલકુલ છુટટો છેઉં !

"જુઠું!" મેબલે ગગડાટ કર્યો; "ગયેજ અઠવાડયે મારી તેહકીકનાં પરીણામમાં મેં જાણ્યું છે કે તે બાઇ હજી મેડ હાઉસમાં છે, ને જીવતી તેમજ સારી પેઠે છે!"

"લોર્ડ બ્લેર," અંતે મેરીએ દબાયલે દમે-અતી ઘણાં દુખથી કહયું, "તમે અતે રૂંજ કીધું છ આવતી કાલે આપણી ગોઠવણ મુજબ જો આપણે પરણી ગીયાં હોતે તો મારી ખરાબીની હદ નહીં રેહતે. ઓ, હું શું બધીજ રીતે ફુટેલાં નસીબની છેઉં?"- અને તે દયા જનક રીતે રડી પડી.

મેબલ દીલસોજીથી તેની પાસે ગઇ, અને તે ભલી છોકરીએ તેને પેટમાં ચાંપી, કે જયારે મેરીએ તો ઘેલાપણાંનાંજ ચિન્હો બતાવા માંડયાં! તે એક દીવાનીની અદાથી મેબલને વલગી પડી. તેની હીંમતનો કોટ તમામ ભાંગી પડયો હતો!

"તમારે અહીંથી એકદમ ચાલતી પકડવી જોઇશે," મેબલે ગુસ્સામાં નેણ જમાવી ટણકાથી લોર્ડ બ્લેરને હુકમ કર્યો; તમે અત્રે થોબવાથી મામલો વધારે બીગાડશો, સાર કશોજ મેલવવાના નથી." અને લોર્ડ બ્લેરેને મેબલના આ હુકમનું વાસ્તવિકપણું મનથી સ્વિકારયા વના ચાલ્યું નહીં. તે, એ ઉપરથી "ડોન્ટ કેર" જેવું કાંઇ પટ પટતો ને ફજેત કીસમે હસતો ત્યાંથી પીઠ ફેરવી પાછો ફર્યો, ને ગુપચુપ ચાલતો થયો.

મેબલે તે પછી મેરીને બજીદ થઇને પાછી સુવાડી. તેણીએ તેને ઘણું પુછવા માંડયું, પણ તેનું આંગ ખોખા-

રથી ધમધમી આવેલું જોઇ કશી બી વાત કરવાની તે ભલી છોકરીએ પોતે ઠરાવથી ના કહી. અને તેને મના કરી, તુમાખી મેરી, બધી રીતે હારી ખાધેલી, એટલી હદ સુધી હારી ગઇ હતી કે મેબલના હાથમાં તે હવે એક બેતાકાત બચ્ચાં જેટલી તાબેદાર બની ગઇ.

મેબલે તેને સુવા ને ખામોશ રડવા દીધી. તે એ બધો વખત તેને પસવારતાં ને સધ્યારો આપતી તેની પાસે બેસી રહી, ને કલાકેક પછી જ્યારે તે પુરતી પાછી શાંત થઇ ત્યારેજ તેણીએ તેણીના ચાલુ આગ્રહ ને મીનતજારીનાં કારણથી લોર્ડ બ્લેરની હઇયાત પરણેતરને લગતી વિશેષતાથી બાતમી આપી, અને તે કમબખ્તની પુરતા પ્રમાણમાં તે બાબે ખાત્રી કરી આપી.

“એ બધી મને મારાં ઘોર પાપની સજા છે. એ બધી મને હું પુરતી રીતે સજાવાર છેઉં, તેણીએ ફેકફેક રડતાં ને પસ્તાવાથી હાથ મસલતાં કહયું, “ઓ મેબલ, હું કેમ બધું કબુલ કરૂં ને ખરેખરી વાત તુંને કેહું ? હું જાણે મારા સ્વપ્નામાંથી ઝબકી ઉઠીછ, ને ત્હારી નેકી ભરી મદદથી છેલ્લા અરધા કલાકમાં હું બધી મારી પાપ ભરી ચાલ ખરાં દીલના પસ્તાવાને તાજેશ વચ્ચે ખરા આકારમાં જોઇ શકુંછ !”

મેબલે તેને બોલવા દીધી તે માહેલે ભેદે ગુંચવાયા કરે તે કરતાં બોલીને ખુલાસાથી પોતાની છાતીને ખલાસી આપે એ ઘણું ચાહવા જોગ હતું.

“મુઇ હું અભાગની !” તે પાછું બોલી; “ભપકા સપકાના મારા શોખે મારૂં સત્યાનાશ વાલ્યું, હું જો મારી

આવકની હદમાંજ રેહી મુઇ

૯હોતે તો પૈસાની તંગી મને

આજે આએ ફેજે પુગાડતે નહીં પૈસા, પાપનું મુળ છે. ને ત મારા બાબમાં તો બીલકુલ ને બોલે બોલ ખરૂં પરયંછ !"

હવે, અલબત, મેબલની ખાત્રી થતી હતી કે મેરી જે હતી તે હજીજ નહીં, ને તે કોઇ ઠગારી હતી; અને એમ છતાં દયાથી તેનું દીલ દાઝી ગયું એ કેમ તે-એક અબળા જાત-એટલી હદ સુધીની હેમક ને ભાણુભુલી થઈ શકી હશે? કેમ તેણીએ એટલી મોટી હીમત કરી હશે? કેમ તે ઇમાનનો રસ્તો મુકીચુકી એમ અવળી રાહે ઉતારી જઇ શકી હશે? તેને તો કંઇ સમજજ પડી શકયું નહીં.

"પસ્તાવાને વાસ્તે કદી મોડું થયું નથી, મીસ મેબલે, એમ છતાં, તે હીણુ નસીબનીને હીંમત અને સધ્યારો આપતાં કહયુ; "ખરાં દીલનો પસ્તાવો ગમે એવાં પાપ પછી દાદારનાં દવાલુ દરધાહે મંજુર અને રવા છે"

"હવે તું તો બધું જાણેછ મેબલ," તેણીએ તેના દીલાસાના એ સખુનોપર ધ્યાન આપ્યા વના જારી રાખ્યું; 'હવે મારૂં તરકટ પકડાઇ ગીયુંછ ત્યારે નેનસી ને રોજર કંઇ મને પકડાવ્યા ને ધારાથી સજા કરાવ્યા વગર રેહવાનાં છે?

"ખુદાપર વીશ્વાસ રાખો," મેમલે સમજાવ્યું; "હું મારૂં બનતું કરશ, તે લોકને સમજાવવાને તમોને બચાવા હું મારૂં બનતું કરશ." અને મેબલ હવે મેરીની આંખમાં એક પનાહ આપવા આવેલા ફીરેસ્તા જેવીજ દેખાતી હતી!

એવામાં બાહેરથી બારણું થોકીને પેલી 'મેડ' અંદર આવી, તે એક ચીઠી લાવી હતી.

"લંડનથી ખાસ કોઇ ઓરત મેડમ સારાની આએ ચીઠી લાવીછ, મીસ" તેણે કહયું "તે જવાબ લઇને પેહલીજ ત્રેનમાં અત્રેથી પાછી ઉપડી જવાનું કેહેછ''-અને મેરીએ અજબ જેવો પોતાનાં મનપર કાબુ રાખી કહયું, "ઓલરાઇટ" તે મેડ, તે ઉપરથી, નમીને પાછી બાહેર ગઇ અને તેણીએ બારણું ખેંચીને બાહેરથી પાછું બંધ કરયું.

—:૦:—

## પ્રકરણ ૧૬ મું.

—:૦:—

મેરીએ તે ચીઠી વાંચી, ને તે વાંચતાં તેના હાથ થરથર ધરૂજયા.

"આએ ઓરત મને લલચાવીને મારી વધતી ખરાબી કરશે," એક ઉંડી ખાહીની કીનારીપર ઉભેલા એક આદમીની કીસમે ધરૂજતાં–દુઃખની લગભગ ચીસ પાડીને મેરીએ કહયું, "વાંચ આએ, મેબલ, અને મારે શું કરવું ને કેમ કામ લેવું તેની દયાને ખાતર મને સમજ આપ."

મેબલે, એ ઉપરથી, તે પોતાની માસી ની મેરી જોગી ચીઠી લીધી ને વાંચી. તે આ મુજબ હતીઃ—

"બધું તરકટ પકડાઈ આવ્યું છે. રોજર મારચંટ હમણાંજ અત્રે આવીને મને મલી ગયો છે હવે બચવાની બારીજ નથી ને ત્હારે ન્હાસવા વગર છુટકો નથી. મેં એમ છતાં તેને ઉલટાજ સુધારાપર મેલ્યો છે, ને એવી સીફત ને તરકીબથી કામ લીધુંછ કે હજી એક બે દહાડા વાસતે તું સલાંમત છે. તેટલાં તાકીદથી ઘટતું કરી નાખ બધો ત્હારો

કીમતી દર દાગીનો ને રોકડ જે હોય તે લઇને અત્રે મારી પાસે ન્હાસી આવ, ને હું તેને એવી કીસમ ને એવે ઠેકાણે ન્હસાડી મેલશ ને છુપાવશ કે રોજર તો શું પણ બાહોશ ડીટેકટીવો વટીક તારો પત્તો મેલવવા પામવાના નથી. વખત ના ખોહતી. આજેજ બધું થઈ જતું હોય તો કાલનો સુરજ ઉગવાની વાટ જોઇને બેસતી ના. જીવ સતોસટ જોખમની એકેક પલ છે તે ધ્યાંન રાખજે. "સારા."

"ઓ શરમ છે!" તે ચીઠી વાંચી રહેતાં પ્રમાણીક મેબલે મોટા ગુસસાથી જમીનપર પોતાનો પગ થોકી પુકારયું, "એવી પાપી સલ્લાહ આપનાર મારી માસી થાય તેથી હું શરમાઉંછ, કેવી ગલીચ-કેટલી ખોટી-કેવી પાપી સલ્લાહ?"

"હવે ત્યારે માહરે શું કરવું?"

તે (મેરી) સુધરેલી ને સમી થયલી લાગતી હતી. આગલો દુરાચાર એક લ્હેજામાં નાશ પામ્યો હતો. મેબલની શુધ્ધતાની તેના પર પવીત્ર છાંયા જાણે ઉતરી આવી હતી. જો તે આગળ જેટલી ભ્રષ્ટ હતે તો મેડેમસારાની દોજખી સલ્લાહ માની લેવાને પોતાનો વધતો નાશ શોહોધવા તે તલબમાં પડતે, પણ તે દીલાવરીથી એ લાલચની સાંમે થઇ, ને તે ઘણું સારૂંજ થયું.

તે એક દયાજનક ચિત્ર હતું-ખરેખરૂં દયા ઉપજાવવા જોગજ એક ચિત્ર! ધીલા સુફેદ મજલીનના એક મનોહર સાહયામાં બેદીલ કીસમે તે લપેટાયલી તે સોફામાં અરધી અલેટાઇને પડી હતી, કે જ્યારે તે પતલો અને ઉંચો આકાર તેપર દબાયલી ચોલાયલી મજલીનમાં, છુટા ને ખભાંપર વેરવાર વીખરાઇ પડેલા બાલ સાથે, ઘણોજ દીલકસ દેખાતો

હતો. તે ઉજલો ફીકકો પણ મનોહર મુખડો અને મીઠા ધરૂજતા હોઠ સામટી રીતે સુંદર મેરીને તેના મોટા સંતાપ વચ્ચે કોઇનીબી દીલસોજી ઉશ્કેરે તેમ કાંઇ અજબ જેવી હદ સુધી ખેંચાણકારક બતાવતા હતા.

"હવે ત્યારે મારે શું કરવું?" તેણીએ જરા વારે પાછું પુછ્યું.

"સાચી રાહે કામ લેવા સિવાય બીજું કંઇજ નહીં," મેબલે ભાર નાંખીને કહયું. "અલબત મુશકેલી તો છે ને ઘણી મોટી છે, પણ કશુંબી બચી જવાનું હોય તો તે સચ્ચાઇનીજ બરકતે થશે. મારૂં માનો ને મારી આએ મા આએ મેડેમ સારાને સાફ લખો કે તેવણની ગલીચ સલ્લાહપર અમલ કરવા તમે સાફ ના કહોછ, ને ગમેએ જોખમે બી તમે તે હકકદારને તેનો હક સ્વાધીન કરવાનાં છેઓ."

તે થોભી નહી. તેણીએ તાતે ધાએજ કામ લીધું. હાલ મેરી પર સુબુદ્ધિ ફાવતી હતી તેજ તકનો તેણીએ લાભ લીધો, ને તેણીની રજામંદી વાસ્તે જરાબી થોભ્યા વગર તે પોતેજ ઉઠીને લખવાની સામગ્રી તેની કને લાવી

અને અરધી અલેટાયલી તે સોફામાં બેસીને મેરીએ ભલી મેબલની સાચી સલ્લાહ માન્ય કરી તેણીએ લખાવ્યું તેમ લખ્યું. અલબત તે આનાકાની વગર નહીંજ હતું, કેમજે કેદખાનું તેની સામે તેના પાપની સજામાં ડોલા ઘુરકી રહયું હતું, પણ મેબલે તેને પાછી ને પાછી હીંમત આપી અને મેડમસારાને અજાયબીમાં છક કરનારો તેણીનો તે હીંમતવાન જવાબ લખાયલો તેજ કાસદ મારફતે એક તડાકે રવાના થયો.

"પહેલી તો મને એ તારી માસીજ પકડાવશે," મેરીએ ઉંડી ગમખારીથી કહ્યું; "રોજર ને નેનસી જો કદી નાખતી કરશે તોબી ત્હારી એ માસી પોતાની નાઉમેદી મને કદી માફ કરી શકવાની નથી,"-અને જાણે બચાવનું એક બખતર હોય તેમ બીહીધેલી મેરી વધતી ને વધતી મેબલનાં પાસામાં દબાઇને સમાયા કરતી!

"પણ આપણે તેને તેમ કરવાનો વખત આપવાનાંજ નથી," મેબલે સમજાવ્યું; "આપણે તે આગમચ ફરયાદીનેજ આપણી પક્ષમાં મનાવી લઇશું તો મારાં માસીનું ચાલવાનુંજ શું છે?"

"તે કેમ બનશે?"

"ઘણુંજ સ્હેલથી; આપણે હમણાંજ લંડન મારચંટને તાર કરયે કે તે નેનસીને લઇને તરત અત્રે ઉપડી આવે, કેમજે અમે કાંઇ તાકીદનો ને જરૂરનો ખુલાસો કરવા માંગયેછ," મેબલે ખુલાસો કરયો. "ને ખાત્રી રાખજો કે તેઓ બંને મારાં માસીને પડતાં મેલીને ઉલટમંદ તરત અત્રેજ દોડીજ આવશે, ને બાકીનું તમે મને સોંપો."

"મારચંટ માનવાનો નથી," મેરીએ એક સરદ હાય ખેંચીને કહ્યું, "તેનો ઠસ્સાદાર ગુસ્સા ભરયો ચેહરો દેવલમાં જોવલો હું મારી આંખ આગળ ખીસાડી નાંખી શકતી નથી! તે મને કદી માફ કરવાનો નથી!"

"ખુદા પાસ સબર માંગો, તે ભલી અબલાએ પાછી ને પાછી હીંમત આપી, કે જ્યારે તેના પવિત્ર હોઠ ખુદાની

જનાબમાં મારચંટને મેહરબરયો બનાવાની એક છુપી બંદગીમાં હીલતા વટીક દેખાયા!

તે આખો દાહડો તેણે મેરીને તેના અલખામણા વિચારો સાથ જરાબી એકલી પડવા દીધી નહીં, તે પોતે આગળ રહી. જે ખરૂંજ તેના પોતાના હકનું હતું તે બધું એકઠું કરી તેઓએ તેનું નહાનું સમકલું બંડલ કરયું, ને બાકીનું તો બધું ખરી હકદાર નેનસીનું હતું, એટલે તે નેનસીને સ્વાધીન લેવા વાસ્તેજ રાખવામાં આવ્યું.

તે આખો દાહડો ને રાત ગરીબ મેરી, એમ છતાં, મોટી બેકરારીમાંરહી એક ચોર આત્માને સુખ કયાંથી આવે-અને તે બી એક ભયંકાર તરકત પકડાઇ ગયલું જાણવાના સંતાપ સાથે?

બ્લેર તો જાણે દબીજ ગયો. મેબલ તો બીહીતી હતી કે તેના જેવો બાંગડ મેરી જેવી એક કેહવાતી સખ્ધર બીલ્લુનો પીછો એટલી આસાનીથી મુકવાનો નથી, ને તે જરૂર મેરીની મેહરબાની પાછી પામવાને તેણીને પોતાને જુઠી ને ઠગારી ઠરાવાના પછાડા મારશે; પણ નહીં, લોર્ડ બ્લેરે ડાહ પણથી કામ લીધું-તે બતાવી શકે તેથી બી અધીક ડાહપણથી. તેને દુખતો ઘણું લાગ્યું, ને પોતાની તલ્યાંઝાટક બલ્કે દેવાદાર સ્થિતીથી બચવાનો આ જોગ ધુલ મલ્યો. તે માટેની નાઉમેદીને ખફગીમાં તેને ભલી મેબલપર ખાર બી ઘણો આવ્યો, પણ હાલ તો પવનને પીઠ આપવામાંજ તેણે પોતાની સલામતી જોઇ.

તેને હવે તો નશીબને આધીન થવા બીજો ઉપાયજ ન હતો. તેના માંગનારાઓ હવે જાસ્તી ધીર ધરે કે તેના ખાલી

વાયદાઓ ખમ્યા જાય એમ હતુંજ નહીં, એટલે એજ બેઇજ્જતી એટલી પુરતી હતી કે મેરીને ફસાવવાનો નવો જોખમ આટલી ઉલટી સુલટી વચ્ચે, કરવાને વાસ્તે તે હીંમત કરી શકયો નહીં.

અલબત કેહવાની જરૂર નથી કે મારચંટ જોગો પેલો તાર તો સહવારથીજ ગયો હતો. મેબલ પોતે પોતાની બાઇકપર શાહેરમાં દોડી પોંહોંચી તે તાર કરી આવી હતી, એટલે બીજે દીવસે મારચંટને નેનસી અત્રે આવી લાગવાનો નક્કી ભરોસો હતો, ને તેટલાં મેરીએ સબર માનવાની હતી.

તે બીજી સહવારે બી કાહેલી નાઉમેદ, જખમાયલી ઉઠી. તે એક ભુતની અદાથી તે મોટાં બંગલાની અગાસીઓપર ઘણી બેકરારી વચ્ચે ભમ્યા કીધી, ને "શું થશે" ને "કેમ થશે" ના તેના હાય સોસારા ખચ્ચીત કરીને જોનારને માટે ઘણુા દુખકારક હતા.

તે મેબલને આભારી હતી તેને મેબલ હવે છેક અજબ જેવી હદ સુધી ગમી ગઇ હતી, અને મેબલના હીંમતભર્યા સધ્યારાઓ થીજ તે ટકી ગઇ હતી.

નોકર નફરો કોઇ કશું હજી જાણુતાં ન હતા, કોઇને સંશય નહીં થાય તેથી મેબલની સલ્લાહ માનીને મેરી હજી શેઠાણી તરીકેજ ટેબલ પર આવતી, ને ડીશો બદલતાં અને નવી નવી ડીશો રજુ કરતાં તે ખીદમતગારોને મેરીના તરકત કે નજીકમાં માથે આવેલા જોખમનો, અલબત, કશોજ સ્વપ્નો ન હતો.

પેલી "મેડ" બી ખરેખર તો કાંઇજ કાંઇજ જાણુતી

ન હતી તે મેરીને ઉદાસ ને ગમખાર જોતી હતી ખરી, પણ તે બધું લોર્ડ બ્લેર સાથે "કોણ જાણે કાંય" ભાંગી પડેલું હોવાનુંજ તે એક પરીણામ માનતી હતી.

અને ધડક ધડક છાતીએ તેઓ રોજર મારચંટ ને નેનસી આવી લાગવાની તે સહવારે વાત જોતાં બેઠાં હતાં. ત્રેનનો ટાઇમ થઇ ચુકયો હતો, ને તેઓ સ્ટેશનપર ઉતરી ચુકેલાં હોવાનું ધારવામાં આવતું હતું. જે વખત જતો હતો તેમાં તે હક લુટાયલાં વર બઇયર આવી લાગવાંજ જોઇએ,- અને ત્યારે?

—:o:—

## પ્રકરણ ૧૭ મું.



તે ગરીબ નીર્દોષ મેબલને વાસતે વટીક ઘણી અકરવકર અને મોટી આતુરતાનુંજ વાટ જોવાનું હતું. રોજર અને નેનસી દરેક પલે આવી લાગવાની વકી હતી, અને હક લુટાયલી નેનસી અને તેનો ગુસ્સે થયલો ભરથાર રોજર મારચંટ દગલબાજ મેરીને માફ કરશે કે નહીં તે એક ઘણો ચીંતાતુર અને ફકરમંદ સવાલ થઇ પડયો હતો.

"ઓ મેબલ," બાજુમાંની એક ટેબલપર નેનસીના જમા કરેલા સઘળા કીંમતી અવેજ ભણી અફસોસની આંખે જોતાં રડી ને મેરી કેહતી હતી, "પૈસા બધા પાપનું મુળ છે! મને એ નજુસ લોભ લાલચેજ ગરદન મારી, ને મારી જવા-

નીનો નાશ કીધો ! હવે કદી મને એ લોક માંફ્ખી કરે તોબી લોકોને હવે પછી હું મોઢુંજ શું બતાવશ ? હું મુફ્લસીમાં પાછી ગબડી પડેલી, આવા બધા પાપનું મુળ છે ! મને એ નજીસ લોભ, લોભ લાલચેજ ગરદન મારી, ને મારી જવાંનીનો નાશ કીધો ! હવે કદી મને એ લોક માંફ્ખી કરે તોબી લોકોને હવે પછી. હું મોઢુંજ શું બતાવશ ? હું મુફ્લસીમાં પાછી ગબડી પડેલી, આવા બધા પૈસાના વઇભવ અનુભવ્યા ને આવા મોટા એશ આરામમાં મોઢુંજ શું બતાવસ ? હું મુફ્લસીમાં પાછી ગબડી પડેલી, આવા બધા પૈસાના વઇભવ અનુભવ્યા ને આવા મોટા એશ આરામમાં રહયા પછી પાછી ગરીબીમાં અવત્યાં મારતી જીવીજ કેમ શકશ ?

તે જમાં કરી મુકેલા કીમતી અવેજમાં રોકડ ઉપરાંત હીરા, મોતી, માણેક, પાણું વિગેરે દરયાનાં તડકામાં ચલકતાં પાણી જેવાં ઝલેહ આપતાં અનેક બેમુલ નંગો પણ હતાં. વીંટીઓ ગલાંમાં નાખવાના હારો, બ્રેસલેટો, બ્રોચીસ એ સર્વ કાંઇ હતું, અને મેમલને સમજ નહીં પડયું કે મેરી જે અફ્સોસનાં આંસુઓ સાથ તે સર્વ હાલ જોતી બેઠી હતી તે ખરાં દીલના પસ્તાવાના આંસું હતાં કે એ બધું તેના હક દારને સ્વાધીન કરવું પડતું હોવાને લીધે તેથી વીખુટું થવાનાં દુ:ખનાં તે આંસુ હતાં ?

તેણીએ પુછ્યું. "તમો શું દીલગીર છેઓ, મીસ રસટન, કે આએ બધું તેના હકદારને તમારે આપી દેવું

પડવાનું છે? તમે શું તેથી દુઃખ પામોછો કે એ પૈસાની ઠગારી લેહે ચેહેરમાં હવે પછી તમારે જીવવાનું નથી?

"જરાબી નહીં," મેરીએ ખરાં દીલનાં જોશથી જવાબ કર્યો, "ઉલટી હું અફસોસ કરૂંછ ને અજબ એમ થાઉંછ કે આવી ભયંકાર હદ સુધી ઠગારી થવાની ને પારકે પૈસે આએ બધી ખરીદીઓ કરવાની મને હીંમતજ કેમ થઇ હોશે? ત્હારી માસીનોબી ખરેખર ઘણો વાંક છે."

"સઉથી મોટો વાંક," મેબલે જાસ્તી ગુસ્સાથી તરત એકમત થતાં કહયું, "તેવણે તો વકુફ રાખવી હતી? તેવણે તમારી ઠગાઇ જાણતાં તમને બચાવનો તરતજ હાથ આપવો હતો, અને પાછું બધું સરખું કરાવી લેવું હતું, તેને બદલે તેવણે પોતાનાંજ લાભ ને લોભ તપાસ્યા? એ શરમ છે!'– અને તે ઘણાજ પ્રમાણીક આચારવિચારની છોકરીનાં તેજ-સ્વી મુખપરનો ગુસ્સો, કે જેમાં તે જોવાજોગ હદ સુધી મનહર દેખાતી હતી તે ખરેખર કોઇનેબી અજાયબીમાં છક કરે એવોજ હતો.

એવામાં બટલર બારણું બાહેરથી ટપ-ટપ ઠોકીને એક ધીમાં "કમ ઇન"ના જવાબમાં અંદર આવ્યો.

"કોઇ બાહેરના લોક મલવા આવેલાં છે, મેડેમ" તેણે કહયું, "મેં તેઓને ડરોઇંગ રૂમમાં બેસા—" અને તેટલાં તેની નજર બાજુમાંની ટેબલપર જમા કરેલાં બધાં કીંમતી અવેજપર પડી ને તે ગભરાઇ ગયો. "કાંઇ ચોરી થઇછ, બાઇ? કોઇ

દાગીનો મલતો નથી કે કેમ?" તેણે પુરતા અદબ સાથે સ્વભાવિક સવાલ પુછયો.

"નહીં, તેવું કંઇ નથી, બારલો ડેંકસ," મેબલેજ મેરીને બદલે જવાબ દેવાની ઉતાવળ કરી; અને બારલો નમીને બાહેર ગયો.

તે પછી તેઓએ ટેબલપરના બધાં કીંમતી અવેજનો એક ગાંસડો બાંધ્યો, અને તે લઇને નેનસીને સ્વાધીન કરવા તેઓ બાહેર પડયાં. બારલોએ આપેલી ખબરથી તે બંનેને માનવાને કશોજ સંદેહ રહયો ન હતો કે તે મલવા આવનાર કોઇજ નહીં પણ રોજર અને નેનસીજ હોવાં જોઇએ.

મેરી એક છાકટ આસામીની પેરે લપેડા ખાતી ચાલતી હતી, અને મેબલને પોતાના હાથનો ટેકો વટીક તેને આપવો પડયો. ફાંસીના માંચડાપર ચઢાવાને લઇ જવામાં આવતાં એક હીણનસીબના ખુનીથી તેની દશા આ વખતે કોઇ રવેસે બેહતર ન હતી. તેણીની ઉમેદોનો કોટ જોતાં જોતાંમાં ધસી પડયો હતો, ને ઠગાઇની હવામાં બાંધેલો તેનો તકલીદ અમલો પાણીંના કાડ પેરે બારેવાટ જમીનદોસ્ત થઇ ગયો હતો!

તે ડરોઇંગ રૂમ તક પોંહોંચતાં તેની હીંમતની ઓટ થઇ ગઇ, અને તેણે પાછા પગ કરવાનું વટીક મન કરયું; પણ ભલી મેબલે તેના કાનપર પડી એક બે હીંમત અને સખ્યારાના સુખનો પાછા કહયા, ને બીજીજ પલે તેણીને લઇ તે હીંમતથી અને ઠરાવથી અંદર ધુસી ગઇ.

ત્યાં રોજર મારચંટ વચમાંના વીજલીક રોશણીનાં એક શોભાયમાન ઝુમર હેઠલની ટેબલપરનું રાચરચીલું જોતો ને હાથમાં લઇ તપાસતો ઉભો હતો નેનસી પોતે ધ્રુજતા ધડકતાં દીલે-બાજુમાંના એક સોફાપર બેઠેલી હતી, અને તેણીની પડખે મેબલે જોયું કે અઢાર વરસની ઉમરની કોઇ બીજી અબળા પણ બેઠેલી હતી.

મેરીએ એમ છતાં, તેને જોતાં સાથે ઓલખી તે રોજર મારચંટની વડી બેહેન એગેઠા હતી.

તે અંદર જવા પછી તો પહેલી પોતેજ આગળ વધી. તે દોડીને આંસુઓનો એક દરયાવ રડતી નેનસીના પગપર પડી. અને પેલો અવેજનો ગાંસડો તેના પગ આગળ મુકયો.

"મને માફ કર, ઓ નેનસી ડીયર, મને માફ કર! તેણીએ મોટેથી રડીને તેના પગપર માથું મેલતાં માંગી લીધું.

"અરે મારી વાહલી, એ તુંને શું ઉંધું સુઝયું?" તે નેકબખ્ત છોકરીએ કકલાત કરયો, અને તેણે તરત તેને ઉંચકીને ઉભી કરી પેટમાં દાબી, "તેં કાંએ એવું નામોશી ને ખોહારીનું પગલું ભરયું? હું તુંને નહીં આપતે? હું પૈસાવાલી થતે તો તુંને ગરીબ રહેવા દેતે?"

"મુજ હું અભાગની! મને સારૂં સુઝયુંજ નહીં-હું આધલીજ થઇ ગેઇ!"

મેરીએ તેની ખાંધપર માંથુ નાખી દુઃખ ને નામોશી વચ્ચે ધસાધસ રડી દેતાં કહયું; પણ "જો હું બધું ત્હારૂં ત્હારે સ્વાધીન કરી દેવા ખુશી છેઉં. તું બધું ત્હારૂ લે ને મને માફ કર. મેં અત્યારવેર અલબત ઘણું ખરચી ખધું છે, પણ તેબી તું મને ટાઈમ આપે તો મેહનત મસાગત કરી થોડું થોડું હું પાછું ભરી આપતી રેહેવશ, ત્હારા મીં૰ મારચંટને સમજાવને મને માફ કરાવ."

મેબલે હયાં મારચંટના ચેહરા ભણી જોયું. ને તેને તરતજ હીંમત આવી તે ભલો પાદરી ઘણીજ નરમાસ ને દેખીતી દયાથી તે ખોહારીમાં ગબડી પડેલી ને હાલમાં પરશ્ચાતાપનો વિલાપ કરતી જવાન છોકરી તરફ જોતો હતો.

તે બધું દયાનુંજ એક દયાજનક ચિત્ર હતું. દપકો વટીક જાણે કોઇએ જાણ્યો નહી!. ભલી નેનસી તો પાછી ને પાછી રડતી મેરીને પેટમાં ચાંપતી અને પસવારીને સાંમો દીલાસો આપતી હતી!! ભલાંથી ભલુંજ થાય છે, ભલું સિવાય તેઓ બીજું કરીજ શું શકે?

"આ લો, આપણે અહીંથી બાહેર જઇએ," મેરીએ સંપુર્ણ હીંમત આપવાના એરાદાથી રોજર બોલ્યો. "એ બે સહીઓને એકલી મલવાને અરસપરસના ખુલાસાઓથી પેટ ખાલી કરવા દેઓ, ને તેટલાં આપણે કોઈ પાસેના રૂમમાં જઇ બેસશું. આવો એગેથા. તમો અમોને કોઇ પાસેના ઓરડામાં લઇ ચાલશો, મીસ એલીસ? તમો દેખીતાં ઘણાં ભલાં ને નેક છેઓ."

"ઘણી મોટી ખુશીથી," મેબલે તેના સારા સુખનો માટે હેસાનથી તેને નમીને કહયું.—અને પછી તે રસ્તો બતાવતી આગળ ચાલી એટલે મેરી અને નેનસીને ત્યાં એકલાં છોડી રોજર અને એગેથા તેની પુઠે તે ડરોઇંગ રૂમમાંથી બાહેર પડયાં.

અને ત્યારે મેરીએ બધી પોતાની ખોટા રીની વાત, ખરેખરી અને સવિસ્તાર, નેનસી કને કહી, કે જે ભલી છોકરી વખતો વખત નરમાસભરી ચુંમીઓથી તેને તેના એ ખરાં દીલના પસ્તાવામાં મદદ કરી ખરે રસ્તે ઉતારતી રહી. બીજા હાથપર પાસેના રૂમમાં મેબલ તે બંને ભાઇ બેહેન આગલ પોતે જે અને જેટલું જાણતી હતી તે બધું કેહતી હતી, ને તેનીજ માસી મેડેમ સારા મેરીનાં આ મોટાં પાપ માટે ઘણી હદ સુધી જવાબદાર હતી એ પોતાની ખેજાલત વચ્ચે સમજાવતી ઉભી હતી, કે જયારે તેણીએ જોયું કે રોજર તે ધારતી ને ઉમીદ કરતી હતી તે કરતાંબી જયાદા નાખતી કરનારો નમાનો ને માયાળુ પુરવાર થયો !

"ઘણીજ બાહોસ છોકરી," રોજર મારચંટ કેહતો હતો; "એવી એક ભયંકર ઠગાઇ કરવા ને એવું તરકટ આશાનીથી પાર ઉતારવાને ચાલુ રાખવા કાંઇ થોડી હીંમત ને થોડી અકકલ બસ થાય એમ નથી. એ બતાવેછ કે એ છોકરી અજબ જેવી બાહોસ હોવી જોઇએ, પણ અફસોસ કે તે હુસ્યારી એણે એવી ઉલટી રવેસે કામમાં લીધી. એમ છતાં એટલું તો ખરૂં કે એને સવલે રસ્તે મુકી હોય તો જરૂર એ પોતાની હુસ્યારીથી હજી બી દીપી નીકળે !—મગર સવાલ એ છે કે આવી મોટી ને ગંભીર તકસીર પછી એને બીલકુલ

સજા વગર છોડી મુકવી ને જતી કરવી એ ખુદા વાજબી લેખાય કે કેમ ?"

"એના પસ્તાવાનીજ સજા ઘણી મોટી છે, મી૦ માર-ચંટ," દયાલુ મેબલે કાકલુદીથી માંગી લીધું; "તેજ બસ છે. તમો આવો તેટલાં ફીકર, પસ્તાવા અને તરેહવાર વ્હેમ વસવસાનું એણે જીવતું દોજખ અનુભવેલું છે.

ટુંકમાં એ રીતે તેઓ વાતચીત કરતાં ઘણોકવાર તક ત્યાં ખોટી થયાં, જે પછી તે ઓરડાનું બારણું ઉઘાડી નેનસી અને મેરી અંદર આવ્યાં નેનસીએ પોતાની સહીની કંમર આસપાસ પોતાનો હાથ વીંટાલી તેને પોતાનાં પાસાંમાં દાબીને પકડેલી હતી.

તે (નેનસી) અંદર આવી, ને ઘણી ખુશાલ પોતાના ખાવિંદ આગળ દોડી.

"રોજર ડીઅરેસ્ટ," તેણીએ હસ્તે મુખડે કહયું, "મારી મેરીએ બધો મારો અવેજ હું પાછો સ્વાધીન લઇ શકું તેટલાં તપાસી રાખ્યો હતો, ને તે મેં પાછો સ્વાધીન લીધો છે. હવે એટલું બસ છે. આએ ખુશનુમાં બંગલોબી ખુદાનો આપેલો હવે મારો પોતાનોજ છે. ચાલો આપણે તે બધો ફરીને જોઇ અવ્યે

મેરીએ તો આંખ ઉંચકી તે બધાંના ચેહરા સમ જોવાની હજી હીંમત કરી શકતી ન હતી. તે નીચું મસ્તક કરી તે ઓરડાની અધવચ્ચે ઉભી હતી. પોતાની મોટી

ખજાલત ને નામોશી તે જીતી શકતી ન હતી અને જ્યારે રૌજરે તેનું નામ લઇ બોલાવી ત્યારે પોતાના બંને હાથોથી તે હેમક છોકરી શરમની મારી પોતાનો ચેહેરો છુપાવ્યા વના રહી શકી નહીં.

"મી૦ મારચંટ," તેણીએ અંતે તેના હીંમત આપનારા સુખનોથી સધ્યારો મેળવી કહયું, "હું ખરાં દીલથી પસ્તાઉંછ, ને જરાએ જરા તમારે સ્વાધીન કરવા ખુશી ને તઇયાર છેઉં. હું તમોને આગળબી કદી ગમી નથી, મારે કબુલ કરવાનું છે કે મારી તદન નાલાયક ચાલથી તમારો એ મારે વાસ્તેનો અણગમો અને અવીશ્વાસ મેં તદન ખરો કરી આપ્યો છે. હું ઘણી શરમાઉંછ"

"તેજ તો નાખતીથી કામ લેવાને મને લલચાવેછ," રોજરે કહયું, "મીસ રસ્ટન, તમે તમારા પસ્તાવા વચ્ચેબી આયંદા ખરાનું ખરૂં કરી આપવા જે હીંમત બતાવીછ તેથી મને ઉમેદ રાખવા મન થાયછ કે હવે પછી તમો હજીબી સુખી થઇ શકશો" અને તેણે શેકહેન્ડમાં તેણીને પોતાનો હાથ આપ્યો, જે સ્પર્શમાં વટીક, મેરીને માટે ગોયા નેકી અને અશોઇનો અભ્યાસ થતો હતો!

—:o:—

# પ્રકરણ ૧૮ મું.

—:૦:—

તેઓએ તે મોટું મકાન આખું ફરીને જોયું, અને નિર્દોશ નેનસી બધી હરખાઇ હરખાઇ ગઇ, તેઓનાં લગ્ન ઘણાં નજીકમાં થવાનું નકકી થઇ ચુકયું હતું, માટે આ બધા ખુદાને બારની નહીં ધારેલી નવાજીશ તેમને સુખી કરવાજોગ સંભવતી હતી.

તે જગ્યા તે બેઉને ઘણી ગમી ને લાયક માલુમ પડી. રોજર મારચંટ એક પાદરી તરીકે લોકોનું ભલું કરવાવાલો હતો, ને તે ભલું તે લંડનમાં કે કેથેબી રહેલો કરી શકે એમ હતું; કે જ્યારે નેનસી તબ્યતમાં લગાર નાદરૂસ્તને નબલી ચાલતી હોવાને લીધે તેને આ લેકફીલ્ડનાં તનદરોસ્ત ગામડાંની આબોહવા વચ્ચે તેણીને ખાતર ત્યાંજ રહેવાનો વિચાર ખરેખર ઘણો ગમ્યો.

એ પછી મેરીને જરાએ માંઠુ ન લાગે તેવી તરકીબથીજ સઘળી ગોઠવણ કરી લેવામાં આવી, અને તોબી નોકર નફરોના રસાલા મસાલામાં અજાયબી અને ખલભલાતનો પાર ન હતો. હવે પછી મેરી નહી પણ નેનસી અને રોજર તેઓનાં શેઠ શેઠાંણી હતાં એ હુકમ તેઓએ ભવાંપર ભવાં ચઢાવી દઇનેજ સાંભલ્યો, ને પછી તે બાબે તેઓ વચ્ચે ચાલેલી તકરારો ને થયલી તરકોની તપસીલ અત્રે આપણને થોબવાની કાંઇ જરૂર નથી. એટલું તો ખરૂં કે રોજરે એવી સંભાળથી કામ લીધું કે જાંણે તેઓ બાહેરગામ ગયલા હોય ત્યાં સુધીજ મેરી એ

મોટાં મકાનમાં માલીક અને શેઠાંણી બની રહી હોય એમજ બધાંને લાગતું હતું.

બધાં, તેથી, હવે પુરતાં સુખી અને સંતોષી હતાં. મેરી એ પછી પોતાનાં મનનું સમાધાન કરવા પોતાના ઓરડામાં ગઇ હતી, ને મેબલ જ્યારે પોતાને કામેકાજે લાગી ત્યારે રોજરની વડી બેહેન એગેથા પણ જરા આરામ કરવા ગઇ. એ દરમ્યાન રોજર અને નેનસી પોતાની નવી માલેકીનાં નહીં ધારેલાં સુભાગ્ય સાથે એકલાં પડયાં, અને ત્યારે તેમના હર્ષનો પાર ન હતો. પૈસા પાપનું મુળ છે, પણ તે પ્રમાણીકપણે મેલવેલા સુખનું પણ તેટલુંજ સાચું સાંધણુ છે, ને તે પૈસા હાલમાં આ ભલાઇભર્યાં જોડાંને સુખી કરતાં હતાં. તેનું (પૈસાનું) પ્રબલ ઘણું છે. સુખ, સંપ, ઇજ્જત એ સર્વ રૂડાં વાનાં એ વડેજ થઇ શકે છે, ને તેજ પૈસાની નવાજીશ રોજર અને નેનસીને થઇ હતી તો તેઓ હાલના સંજોગો વચ્ચે ખુશી અને સુખી કેમ નહીં થાય?

તેઓ તે મોટા બંગલાના કુસાદે બગીચામાં સ્હેલ કરતાં રહયાં, ને જ્યારે જમવાનું તઇયાર થયું ને મેબલ તેઓને તેડતી અને સોહોધતી ગઇ ત્યારે જાંણે બે નવાં “લવર્સ” હોય તેમ તેઓ પોત પોતાની કંપનીનાં સુખમાં, હાથમાં હાથ મેલવી, બાગમાંના એક મોટાં ઝાડની ઓથે મુકેલા એક બાંકપર દીલખુશ ગુફ્તેગોમાં ગીરફ્તાર થયલાં બેઠેલાં હતાં.

મેરીબી જમવા આવી, પણ ટેબલની વડી તરીકે નહીં ને બાજુએજ તે બેઠી, અને નોકરોની તે બાબેની અજાયબી તેણીએ છાતીપર પથ્થર ઉપાડી ખમી લીધી વલી તેટલાં તો

કોઇ નહીં ને કોઇ તેને મલવા વટીક આવ્યાં, અને મેરીનાં મકાનની માલેકીનાં નવાં દાવાદાર આવ્યાં હતાં એ વાત રફતે રફતે ગામમાંબી લોકોની મોટી તાજુબી વચ્ચે પ્રસરવા પામી.

બધાં ઘણાં અજબ થતાં હતાં. પાપ કેવી કીસમે મોડું વ્હેલું ઉંઘાડું પડે છે તેની જે નસીહત મેરીના પ્રપંચો ખુલ્લા કરતા હતા તે ઘણી મનન કરવાજોગ હતી. નેનસીને તો તેની સહીની એ દગાબાજીનો પેહલી હરોલમાં કશો ખ્યાલ પણ નહતો, પણ કાંઇ પ્રસંગ થતાં એક દહાડે તેનાં કાગલ્યાં ચેર ચુર થયલાં માલુમ પડયાં, ને તેપર તેણીએ રોજરનું ધ્યાન ખેંચ્યું ત્યારથી રોજરની જુસ્તેજોનો પાયો પડયો હતો. એમ છતાં તે લેકફીલ્ડ વાયજી કરવા આવ્યો ત્યારે મેરીને અત્રે મલવાનું જાણીનેજ તે કાંઇ આવ્યો ન હતો. ખરેખર તો મેરીના તરકટ માટે તેને મજબુત વ્હેમ થયો હતો પણ પુરાવા હજી એ તેના કને કશાજ જમા થયલા ન હતા, અને ફકત ખુદાના સરજાવેલા સંજોગોએજ વધતી ખરાબી થવા પામે તે આગમચ મેરીનું પોકળ ઉંઘાડું પડયું હતું.

બધાંનો ખાર ખરેખર તો ફકત નેકનામીભરી પેલી મેબલની માસી મેડેમ સારાપર હતો, કે જેણીએ ખરચાલુ પોશાકો અને ઉડાઉ ખરચોથી આ છોકરીને ખોહારીના રોહપર ઘસડી હતી. તેણીએ ફકત પોતાની મતલબ સાંધવા-જોગજ અવલથી આખર તક કામ લીધું હતું. તે જો ચાહતે તો આ ભાંણુભુલી અને હદયાંસુની છોકરીને ખરે રસ્તે પ્રેરતે; તે જો ચાહતે તો મેરીનું તરકટ પકડી કાંઢતાં સાથે "બધું પાછું સમું કરાવી લેવાના નેક પ્રયત્ન કરતે, પણ તેણી એ

ફકત પોતાનો લોભ ને લાભ સાચવ્યો, ને તે ઘરડીપરડી ઓરતે પોતાની પાક ફરજોપર અધર્મીપણાને ફાવવા દીધું તો તેવી એક શું સજાને સજાવાર ન હતી?

અને રમુજી તો એ હતું કે બધાં જયારે તેનીજ વાત કરતાં ને તેનેજ સેસ ભરતાં હતાં તેવામાં તે પોતેજ હાંફલી ફાંફલી ત્યાં આવી લાગી તેણીની ચીઠીના જવાબમાં મેબલની સલ્લાહ મુજબ મેરીએ જે તરછોડ કહી મોકલ્યું હતું તેથી તે અતી ઘણી અજબ થઇ, ને રોજર મારચંટ બીજે દિવસે આવે તેને તેણીની સામે ઉશ્કેરી મેલવાની તે લુચ્છી ઓરતે ગણત્રીઓ કરી મેલી હતી. એમ છતાં તેને તેમાં ફાવત ન મલી, ને રોજર તો નેનસીને લઇને પાધરો લેટફીલ્ડ ઉપડી ગયલો હોવાનું અનાયસે તેને કાને આવ્યું ત્યારે તેના ગભરાત ને અજાયબીનો પાર ન રહયો, જેથી એ શું ગરબડ ઘોંટાલો હતો તેની જાતે તપાસ કરવા તે પોતે ઉડી પુરીને અત્રે ઘસડાઇ આવી હતી.

તેણીએ આવીને મેરીપર પોતાના નામનો કાર્ડ મોકલ્યો, ને તે પોરી તે વાંચતાં ફ્ફડી તેમજ ફાલ ખાઇ ઉઠી.

"ફકર ના કરો હું તમોને એવણ સાથ રૂબરૂ થવા દેવાનીજ નથી." ભલી મેબલ ઠરાવથી બોલી; "મીસ નેનસી, તમે મહેરબાની કરીને એવણની સાથે રહેજો, ને તમો જો બધાં એકમત થાઓ તો હું અને મી૦ મારચંટ એ બાનુને એકલાંજ મલશું."

બધાં તરત એકમત થયાં, તે પોતે હજી તો બચ્ચું હતી, પણ તેની સચાઇ તેને ઘણી મદદ કરતી હતી, અને ત્યારે

એવી રાંક, સાચી ને ભલીની સલ્લાહ નહીં માનવાની મુર્ખાઇ કોણ કરે?

મેડેમ સારા ઘણી અજબ થઇ. તે તો ઘસી ઘામીને ફુંફાશ મારતી ને થાકતી ભારી મુસ્કીલથી દમ ખેંચતી મેરીને પોતાનેજ મળવા આવી હતી, વાસ્તે તેને બદલે મેગલ અને મારચંટને મલવા તે કાંઇ ઝાઝી ખુશી થઇ નહીં.

"મેં ધાર્યું'તું તેજ થયું," એમ છતાં મેગલ ને મારચંટને જેતાં સાથે તેણીએ ચલાવ્યું, "અંતે એ લુચ્ચીનું તરકટ તમે લોકે પકડી કાહાડયું કેની? એવી ઠગબાજી તે ક્યાંક વેર ચાલે ને નીભે? મેં તો એને જોકે સ્ટેશનપર જોઈ ને જોઇ એની ઠગબાજીની મને માહીતી થઇ, પણ હું પુરાવા એકઠા મેલવી શકું ત્યારે કેની? મને કામ કઇ થોડું છે? હું મારો ધંધો સાચવું કે એવા નાલાયકોના તરકટની ધરપકડમાં દોડું? કાંહાં છે તે લુચ્છી? તેને પાંખડું પકડીને પોલીસને સ્વાધીન કરાવા તો હું અહીં સુધી આવી છું!"

મી૦ મારચંટ દમામ ભર્યો આગલ વધ્યો.

"હું ધારૂં'છ જે કાયદામાં ચોરી કરનાર કરતાં બી ચોરને ઉતેજન આપનાર ને પોતાની મતલબ થકી ચોરીના માલનો લાભ મેલવનાર મદદગારને બેવડી સજા ફરમાવેલી છે, મેડેમ સારા," તેણે ઘણી ગંભીરાઇથી કહ્યું; "મેરી જેવી છાલકાં મગજની, કાચી ઉમરની, ઉછાછલી ને નાદાન છોકરી એવી એક તકસીર કરે એ જરાબી માફ થવા જેવું છે, પણ તમારા જેવી એક જમાને ખાધેલ બાનુ તે બિચારીને જાંણી બુજીને ખોટી સલ્લાહ આપે ને તેની જાસ્તી ખરાબી સોહોબે

તેને શું સજા થવી જોઇએ?"

"તમોને શરમાવું જોઇએ, માસી," હવે મેબલે થથરાવી; "તમારી ભાણેજ તરીકે હું લજવાઇને મરી જાઉંછ. તમે તો અહીં સુધી ફાસ્ટ ગયાં કે બધું તરકટ પકડાઇ આવેલું જાણતાં હજીબી બધું લઇને તમારે આશરે ન્હાસી આવવાની તમે એ ઉંધી અકકલની છોકરીને સલ્લાહ લખી વાલી? હું ફરીથી કેહુંછ–હું તમારી દીકરી જેવી ને કેહવું તે નહીં શોભે પણ મને કહયા વના ચાલતું નથી કે તમોને ખરેખર ઘણી મોટી શરમ છે!"

મેડેમ તો થથરીજ ગઇ! આ તો બધું તેની ગણત્રીથી ઉલટુંજ થઇ ગયું હતું! એ સવલો પાસો બધો ઉલટો કેમ પડી ગયો હતો? તે તો અહીં બધાંની વ્હાલી થઇને સર્વનું સારૂં મત જીતવા–અને બને તો વલી બે પાંચ જયાદા પેદા કરવાની મોતેબર ગણત્રીઓથી અત્રે આવી હતી અને અહીંઆ એ શું બધું કાંટાનું કટેસર થઇ ગયું હતું?

તે ખરેખર ઘણી બીહીધી, જો એ લોક મેરીને પકડાવે તો તેનો પોતાનો ફેજબી કોઇ રવેસે બેહેતર ન હતો, કેમજે તે ચોર છોકરીને છુપાવવા ને મદદ થવાનો તેના પોતાના હાથ દરકતનો લેખ મેરીને સ્વાધીન હતો; અને તેથી તે એક સફા ધોયલી ચાદર જેટલી ફીકકી પડી ને ગભરાતથી તોતરી બોબરી થઇ ગઇ. મેરીનો ફેજ તેને પકડાવામાં આવનાર હતી કે માફી બખશવામાં આવી હતી તે વાતથી તે પોતે અત્યાર તક અંધારામાં હતી, અને તેથી પેહલી હરોલમાં તેને જે

બીહીક લાગી ને ગભરાત છુટયો તેમાં ઇનસાફ અને વાસ્તવિક પણું નહીં હતાં એમ કોણ કહી શકે?

—:o:—

## પ્રકરણ ૧૯ મું.

—:o:—

જેઓ પાપચાં પ્રવીણ હોય છે તેઓ પહેલી હરોલના ગભરાતમાં કદાપી પોતાના મગજનું સમતોલપણું ખોહી દેછ ખરાં, પણ તેમને પોતાનાં મનનું પાછું સમાધાન કરી લઇ એક ઝપાટે મન ઉપરનો કાબુ પાછો મેલવી લેતાં વાર લાગતો નથી; અને મેડેમ સારાનો તેજ હાલ હતો. તે પૈસાની લોભી ને પ્રપંચી ઓરત જવાન મારચંટ અને મેબલના તકાજાથી અવલમાં ઘણી ગભરાઇ ગઇ, પણ તે બાહોશ ને બારે ગાંઠ પુરી હોવાથી તરત ચેતી જઇ શકી કે તેઓએ મેરીને માફ કીધેલું હોવું જોઇએ, ને તેમ હોય તો—તેણીને લાગ્યું કે—તેણે પોતે ડરવું કાંએ જોઇએ?

તેઓની તેને થથરાવાની ને વાત કરવાની ઢપજ કાંઇ એવી હતી કે જેથી તેઓએ મેરીના ગુન્હાપર નાંખતી કરેલીજ માલુમ પડતી હતી; તેમ ન હોત તો હાલમાં એ ઘરપર પોલીસની દોડાદોડી અને દરોરો જરૂર હતે, અને તેવું કશું ન હતું તેજ શું તેણીએ હીંમત પકડવા ને ખુદ પોતાને માટે પુરતો સબ્યારો માનવા જેવું ન હતું?

"તમે બેઉ મને શું કેહેવા માંગોછ? મને શું દબરાવવા માંગોછ?" તે "નેકબખ્ત" શામી સતી થઇ; "એ ચોર ને

ઠગારી છોકરી સાથ મને સું નીસપત છે કે મારે બીહીવાનું હોય ?"

"તમારે શું બીહીવાનું હોય?" મારચંટે મોટા ગુસ્સાથી કહ્યું; "તમે જો જરાબી સરકશી કરશો તો યાદ રાખજો, મેડમ સારા, કે તમોને બચ્ચીત ઘણું ખમવું પડશે. એ છોકરીની ખોહારી માટે મારૂં તો માનવું છે કે અવલથી આખર તક તમો અને તમોજ જવાબદાર છઓ. વળી આએ એની છેલ્લી મોટી ઠગાઇમાં બી તમે આગળ રહીને એને જાસ્તી ખોહાર કરવા તૈયાર થયાં હતાં તે તમારી છેલ્લી ચીઠી જે અમારા સ્વાધીનમાં સલામત છે ને મોજુદ છે તે પુરતું પુરવાર કરી આપે છે."

જાઓ, તમો આયાં તેવાંજ અત્રેથી ચુપચુપ ભરયા બારમાં તરત પાછાં ચાલ્યાં જાઓ, માસી," મેબલે ઘણા ગુસ્સાથી કહ્યું; "મેરીને આએ ભલમનસાઇભર્યાં વરતૈયરે માફ કીધેલું છે. એટલે તમારા તરફથીબી મેં માફી માંગી લીધેલી છે, તો હવે મી૦ મારચંટને વધતા ગુસ્સે કરીને તમારી ખરાબીને ખુદાને વાસ્તે નવેશરથી તેડું ના કરો! અહીંથી નીચી મુંડીએ ચાલ્યાં જાઓ!"

"હા ચાલ્યાં જાઓ," રોજર મારચંટે ઘણા દમામથી બારણાં ભણી હાથ કરી કહ્યું, "ને જો બુઢાપામાં પસેમાન ને પરેશાંન નહીં થવું હોય તો હવે ઘણાં ચેતીને ચાલજો. જાઓ હયાંથી ચાલ્યાં જાઓ!"

અને આ છેલ્લીવાર તે એવા તો થરસાથી બોલ્યો કે મેડમ સારા ગુસ્સાનું ડોકું ફફડાવી વધતી ચેચું કર્યા વના નીચી

મુંડીએ ક્રોધ બબડતી ભભડતી ત્યાંથી ગુપચુપ ચાલતીજ થઇ.

ગરીબ મેબલ! તેને ઘણીજ મોટી ખેજાલત લાગી. કેટલાંક એવાંબી થાય છે કે જેઓ પોતે હદ વનાનાં નીર્દોષ ને નીખાલેશ દીલનાં હોવાના બાએસથી પોતાનાં સગાંઓનાં ગેરસલુક વાસ્તે પણ પોતે લજવાઇ મરે છે, અને ભલી મેબલ તેમ રોજર સાંમે ખરાં જીગરથી શરમાઇ, અને પશેમાન થઇ તેની માફ માંગવા લાગી.

"બાનુ, એમાં તમારે માફ માંગવા જેવું શું છે?" રોજરે ધીરજ આપી; મેરીએ મારી નેની આગળ જે બધા ખુલાસા કીધાછ તેથી ખુલ્લું માલમ પડયું છે કે એ છોકરીને તેના અંધાપામાંથી બચાવનાર ને ખરી રાહે મેલનાર ખરાં નેકબખ્ત તમેજ છેઓ. વલી કોઇ લુચ્છાને બસ ફસતીબી ઘણી તાણુાજાણી ને હડધુત ખમીને તમેજ એ કમનસીબ છોકરીને—"

પણુ લોર્ડ બ્લેરની એ યાદથી ગરીબ મેબલ તરત ઘણી ફીક્કી ને જંખવાણી થઇ. તેણીએ નીચે જોયું અને ધીમે સ્વરે કહ્યું, "મેં ફકત મારી ફરજ બજાવી."

"તેણીએ, અલબત, એજ રવેસે ઠગાઇને એકવાર એ નાલાયક આદમીને સાચાં દીલથી ચાહયો હતો, અને એક ભલી અબલા ફકત એકજ મરતાબા ચાહી શકે છે તે વાંતનો ખ્યાલ થતાં તે પવીત્ર સુંદરીની આંખો આંશુથી ભરાઇ ગઇ. તે દાહાડાથી આજતક તેણીએ બીજા કોઇને ચાહવાનો કે ચાહવાના ખ્યાલથી પરણુવાનો વિચાર વટીક કરયો હતો નહીં. તે બીચારી સંસાર ત્યાગી એક સન્યાસી જેવી પાક

અને અશો જીંદગી ગુજારતી હતી, અને એવી એકને એવા સંજોગો વચ્ચે રોજર મારચંટ સખ્યારાનું બી તે શું કહી શકે ?

એ પછી મેબલે પાછો મેરીનો ચાર્જ લીધો, અને નેનસી પોતાના વ્હાલા રોજર માટે ફાજલ થઇ તે દહાડે છેક સ્હાંજ તથાં સુધી ડ્રાઇંગ રૂમમાં તેમના ખુશાલ વાતચીત કરવાના સ્હાદ આવતા હતા. નેનસી ઘણાજ ખુશ મિજાજે કંઈ ને કંઇ રોજરની રમુજના જવાબમા હસ્તી સંભળાતી હતી. તેની જીંદગીની સ્થિતીના આ સુખકારક અને અચબુચા ફેરફારથી તે ભલી છોકરી અજબ જેવીખુશાલ અને ઉલ્લટમંદ બની ગઇ હતી.

એવામાં તનમનની અસહય થાકની મારેલી ખુદાની દયાથી મેરી ઉંઘાઇ ગઇ, અને ઉંઘમાં પોતાની હાડમારીઓ અને હીણપસ્તીના બાએસથી તે જવાન બાળાની છાતી ધીમાં દચકાંઓમાં ઉંચકાતી રહી તે જોવાનું ઘણું કરૂણાજનક હતુ. તે બતાવતું હતું કે મેરી બતાવતી હતી તે કરતાં પણ બીત્તરે પોતાની ખેજાલત ને નામોશી માટે તે ઘણી તીક્ષણ લાગણી ધરાવતી થઇ હતી; અને તેથી, ઉંઘ એવા સંજોગોમાં તેણી જેવી એકને વાસ્તે ખુદાનો એક સર્વોતમ આશીરવાદ પુરવાર થતી હતી એ નાકબુલ કરવાની કોણ હીંમત કરી શકે!

એ ખુદાની ખાસ દયા છે ઉંઘ, અને જેઓ એ દયાથી બાકાત હોય તેમના જેવાં કમનસીબો બીજાં કોઇ સમજાવાં ઘટતાં નથી. એ રાહત, આરામ, આસુદગી છે. એક નિખાલેશ જીંદગીની ખરી નીર્દોષતા પુરવાર કરનારી ખાલીકની જે દયા તે ઉંઘ છે, અને એ તે દયા છે કે જેની દયાળુ

વ્હેંચણીમાં તે દાવર કરીમે કદાપી મુફલીશોપરજ વધતા છુટા હાથની નવાજીશ ફરમાવેલી છે. એક તાજ પેહડેલું માથું નીરાંતની ઉંઘની પતરાજી કરી જાણતું નથી. દોલતના દરંગોમાં રેહેતાને જીવતા દ્રવ્યવાનો કરતાં જેમને લુટાવા કે ચોરાવાની ફીકરજ નથી, અને સર્વથી સર્વોપરી-જેઓનાં દીલ દગાથી નીરાલાં ને અંતર એકબી દાગ વનાનાં સ્વચ્છ છે તેઓ અગત કરીને એ રાતના મીઠા આરામનાં ચાહવાજોગ સુખમાં ઇર્ષા ઉપજાવાજોગ હદ સુધી સુખી હોય છે!

મેબલને ગમ્યું. ગરીબ મેરી ઉંઘઇ ગઇ તેથી તે છોકરી રાજી થઇ, ને આખા દીવસની વગર ફેકટની રંજથી પોતે પણ અકળાયલી ને કંટાળેલી હોવાથી તે હવે પોતાના બાલ સમા કરી લઇ, માંથે ટોપી મેલી, પાછલે બારણેથી નીચે બાગમાં ઉતરી.

તે પાર્ક તરફ ચાલી. સહાંજનો સમો હોવાથી પક્ષીઓ પોતાના માળાઓમાં કલાહોલ કરી રહયાં હતાં તેમનાં ગાયનથી તે ગમત પામી. એ ખુદરતના પેગામચીઓ કે જેઓ દીવસનું ખુલવું અને બંધ થવું-સુર્યોસ્ત-બંને વખતે એકસરખી કીસમે ઘોંઘાટ કરી મેલીને રોજના એ બે મોટા ફેરફારોની આગમચેતી પુકારે છે તેમની એ અજબ જેવી પ્રેરણા માટે તે છોકરી છક થતી આગળ વધી.

ફુલો પમરતાં હતાં. પાર્ક બધો તરેહવાર ફુલોના મીઠા સુવાસ અને મોટા ઓકની સુકી ડાંખલીઓ તેના નરમ નાજુક પગ તળે દબાતી તરાતર ભાંગીને અવાજ કરતી હતી.

તે આગળ વધી, ને લોકોની કચપચથી અલગ ઉતરીને

પાછલાં ખેતરની પેલી મેર જઇ ઝાડોનાં સરોવરનાં પાણીને અસ્ત થતા સુર્યનારાયણનાં ઠંડા કીરણો કીરમજી કરતાં હતાં, ત્યાંથી તે દ્રષ્ટી મર્યાદામાં ગરક જતા આતશી ગોલાને જોવાનું ઘણું દીલકસ દેખાતું હતું.

એવામાં તે ઝાડોનાં જુખંડની પછવાડેથી અચણુચ તેને કોઇ વાત કરતાં આસામીઓના અવાજો આવ્યા, ને તે ચમકી. તે કોઇ તરફ વાત કરતાં આવ્યાં ને થોભ્યાં હતાં, પણ મેબલ હતી તે જગ્યા એવી ઓથાંની હતી કે ન તો તેઓ તેને જોઇ શકતાં હતાં કે ન તો મેબલ તેમને.

પેહલાં તો મેબલે તે પર લક્ષ આપ્યું નહીં. તેને લાગ્યું કે તે લોક વાત કરતાં ત્યાંથી ચાલ્યાં જશે, ને તેથી તેણીએ પોતે ત્યાંથી ચાલી જવા જેવી કશીજ જરૂર જોઇ નહીં. તેણે માની લીધું કે પાર્કનો રખેવાલ કોઇ ઓરત જોડે વાતચીત કરતો હોવો જોઇએ, કેમજે તે અવાજોમાં એક તો ઘાડો જાડો મરદનો અવાજ હતો, ને બીજો એક ચીંચવાતો ચેણુ જેવો કોઈ અબળાનો હતો.

પણ તેઓ કાંઇ ગયાં નહીં, ને તેઓ શું તકરાર કરતાં હતાં તે સાંભળવાની ભલી મેબલે એક બી કોશેશ કરી નહીં; એટલે તે તેને સંભળાઇ નહિં; પણ વિશેષ ખરાબ એ થયું કે તે વાત કરતા અવાજો વધારે નજીકમાં આવતા ગયા, ને મેબલ પોતે હઠી જવાનો ખ્યાલ કરીને હઠી જઈ શકે તેટલા તો ઝાડોનાં ઓથામાંથી વલાંણુ લઈ તેઓ બાહેર આવ્યાં, ને મેબલે ઘણું ગભરાત અને અજાયબી વચ્ચે જોયું તો તે બેમાં એક તો લુચ્ચો લોર્ડ ગ્લેર અને બીજી કોઇ અંજાણીને પરદ અબળા હતી.

આ ઘણુંજ અચણુસું ને નહીં ધારેલું બન્યું. તેઓ એટલાં લગોલગ નજીકમાં હોવાનો તો ગરીબ મેબલને જોતાં ને ઓલખતાં સાથે તે ગરીબ છોકરી સ્વભાવિક જરા ગભરાઇ ગઇ.

બીજા હાથપર લોર્ડ બ્લેરે પણ મેબલને જોઇ, ને તેને ઓલખતાં સાથે તેનાં ભવાંપર ગુસ્સાનાં ઝનુનનો એક ચીલ્લો ચઢ્યો. તે શું ? તેની હીલચાલો પર એટલી બારીક નિઘાહ રાખતી હતી ? તેમ નહીં હોય તો હાલ અત્રેનાં આ એકાંતમાં અત્યારે તે શું કરવા એમ નહીં ધારેલી ફુટી નિકળેલી હોવી જોઇએ ?

—:o:—

## પ્રકરણ ૨૦ મું.

—:o:—

"મે હાલ તો તું અહીંથી જતી રેહે ને જાસ્તી વાત ના કર," તેણે એ ઉપરથી પોતાની સાથવાલી ઓરતને કાકલુદીથી કહ્યું. કેમકે દેખીતી રીતે જોકે તે મેબલ પર ઘણો ગુસ્સે થયો તો પણ મેબલથી તે હીચકારો હમેશ મુજબ હાલ પણ બીહીતો હતો એ સ્પષ્ટ જણાઇ આવતું હતું.

એ મે કોણ હતી? મેબલ ઘણી અજબ થઇ.

"પણ હું શું કરવા જતી રેહું ?" પેલીએ તો ત્યાંજ થોભીને સાંમો વધતો તકાજો કર્યો. તેણીએ બી મેબલને જોઇ ખરી, પણ તેને મેબલની કે કોઇનીબી કશીએ પરવાહ હોય એમ જણાયું નહીં. તે દેખીતી ઘણી ખીજવાયલી હતી, ને

લોર્ડ બ્લેર સાથે કજ્યોજ શોધતી? આવી હતી. તે શું જાણે કે મેબલ લોર્ડ બ્લેરની ઓલખાણ વાલી હતી.

"હુ શું કરવા જતી રેહુ?" એક અડયલ ટટુની તરાં-થી તેણીએ ત્યાંજ થોબી જઇ પાછો ને પાછો તકાજો કર્યો.

"કારણકે હાલ તું મને વેતરવા કાતરવા આવીછ પણ મારા પાસ ખાવાની ખાખ નથી, ને આએ વખત ત્હારૂં કંઇજ વલવાનું નથી." લોર્ડ બ્લેરે ગુસ્સાના ઝનુનથી જવાબ દીધો. "હું પોતેજ હવે તો કેથે દુરદરાઝ મુલકમાં ન્હાસી જવાની વેત્રણમાં છેઉં."—અને આ બધું તે જોકે રૂંધેલા દમે બોલતો હતો, પણ તે બંનેની વાતચીત મેબલ જે તેઓથી થોડેક દુર એક ઝાડને અરધી અઢેલી ઉભી હતી તે બોલેબોલ સાંભળી શકતી હતી.

તે પાછી ચાલી જતે. તેના જેવી એક શુધ્ધ વર્તણની એમ ઉભી રહે ને કોઇની બી ખાનગી ટપાટપી સાંભળે એ બનવુંજ માહાલ હતું; પણ જાદુથી તેના પગ ત્યાં ચીટકી ગયલા ભારી સીસાં જેવા થઇ ગયા, ને તે ત્યાંથી પાછા ઉપડી શકયાજ નહીં! તેને નહીં સમજ પડયું કે કાંએ? હવે ત્યાંથી ચાલી કે નહાસી જવાનું ઘણું ન બોજું ને હીચકારૂં લાગશે એમ પણ કદાપી તેને હોય? ગમે તે હોય પણ તે લોર્ડ બ્લેરથી કશીજ રીતે બીહીતી ન હતી, ને વળી તેજ વખતે તેણીને તેઓની વાતચીત ખાખસુસ યા જાણીબુજીને સાંભળવાની કોઇ પરવાહજ ન હતી એવું દર્શાવતી તે ત્યાં બીલકુલ બે પરવાહ અને નીડર જેવી ખામોશ ઉભી રહી.

તેણીએ એમ છતાં, બાજુમાંજ પેલી તકાજા કરતી

ઓરત ભણી જોયું. જોયા વના કેમ રહે? તે કોઇ અજબ જેવી ઓરત હતી. તેની આંખમાં દીવાનગતનું ઝનુન વંચાતુ હતું. તેનાં ઝુલ્ફાં બધાં વેરવાર ને લગભગ ચુંથાયલાં પીખાયલાં હતાં તે કોઇ સરબસર દીવાનીજ તો ન હોય? તે એ લુચ્ચા લોર્ડની હકદાર પરણેતર પોતેજ તો દીવાનશાળામાંથી બચી કે છુટી આવી ન હોય?

"તું જા. જો આએ બાનુ બી તુંને દેખાઇને જોયછ," હવે વલી લોર્ડ બ્લેરે ફેરવી તોલ્યું. તેણે જોયું કે પોતાની આંખમાંના ગુસ્સાથી ડરાવેલી મે ત્યાંથી ચાલી ન જતી હતી ત્યારે વલી નાખતીથીજ તેણે કામ લઇ જોયું. "તું જા-તું શાંત થશે ત્યારેજ હું ત્હારી સાથ વાત કરશ. હું પોતે તુંને ત્હારી ચાલીના ઓરડામાં મલવા આવશ. જો આએ જવાન સુંદર બાનુ-"

"જવાન ને સુંદર?" પેલીએ ઝનુની ચીસ પાડી. તેણીએ એક ખીજવાયલી બીલાડીની અદાથી ઝનુનથી ફરીને મેબલ ભણી જોયું, ને તેને પગથી માથાં તક તપાસી લીધી.

"જવાંન ને સુંદર?" તેણીએ પાછી ચીસ પાડી; "એજ તો ત્હારી હંમેશની ખરાબી છેની? તું મને પરણ્યા પછીની આપણા વચ્ચેની મતફેરી ને કજ્યાના બાતેનમાં એજ હંમેસ હતું કે કંઇ બીજું?"

"તું તો હજી દીવાનીજ છે," લોર્ડ બ્લેરે નાઉમેદીથી એકાદ કદમ પાછો પડતાં કહ્યું; "મીસ એલીસ, તમે આએ બેલીને કંઇ મારે ખાતર સમજાવશો?"

ગરીબ ભલી મેબલ! તેને કેમ કોઇની બી દયા નહી આવે? તે નરમાસથી એક કદમ આગળ વધી.

"બેહેન, તું મારી સાથે આવશે? ચાલ, આપણે વાત કરતાં જઇએ?" તેણીએ પેલી દીવાનીની આગળ જઇ ઘણી મમતાથી કહયું.

તેની મકસદ કે જે આદમી એકવાર તેની આખી દુન્યા હતો તેને કોઇ મદદનો હાથ આવા સંજોગમાં આપી શકાતો હોય તો હજીબી આપવો. તેની મતલબ કે મેને સમજાવી શાંત કરી તે વરબૈયરને પાછાં એકઠાં કરાવી શકાતાં હોય તો તે પુનનું કામ કરવું, કેમજે આ ઓરત કોઇજ નહીં પણ લોર્ડ બ્લેરની હકદાર પરણેતર–ખુદ લેડી બ્લેર હતી એમાં કોઇજ સંદેહ હવે રહયો ન હતો.

"મારે કોઇનીબી સાથે આવવું નથી," પેલીએ ઝનુનથી લગભગ મેબલનાં આંગપર ધસીને કહયું, "તું કોણ છે? તુંને અમો બે વરબૈયરની વાતમાં એમ માથું મારવાનો હકજ શું છે?"–અને વલી પોતાના ભરથાર તરફ ફરીને વધાર્યું, "સેસીલ, તું મારી સાથે હમણાંજ મારાં મકાનપર હજીબી ચાલેછ કે નહીં?"

"હવે તું મને ચીડ ચઢાવશે, અને હું તુંને મારી બેસશ," બ્લેરે બધી ધીરજ ખોહી દેતાં કહયું.

"તું? તું મને મારી બેસશે?" તે કમનસીબ દીવાની બીહીક લાગે તે ઢપે હસીને બોલી, અને તે તેની છેક નજીકમાં ગઇ કે જયારે દયા સોહોધતી કીસમે તેણીએ તેનાં ખભાંપર પોતાનો ધ્રુજતો હાથ મેલ્યો.

"ચાલ મારી સાથે," તેણીએ પાછું કહ્યું, "મારૂં માથું પાછું ખસી જાય તેટલામાં મને ખુદાને વાસ્તે સમાલી લે. ચાલ, સેસીલ, ચા"–અને તેં અવાજમાં એટલી મીનત, એવી કાકલુદી હતી કે તેણે ભોળી મેબલનું રહદય છેક અંદર તક બધું દયાથી જાણે છેદીભેદી નાખ્યું!

"કાંએ તમે એ બીચારીની સાથે જતા નથી?" મેબલે તેણીની દયા ખાતાં નરમાસથી લોર્ડ બ્લેરને કહ્યું.

"તું હમણાં તો જા-જતી રહે ને આજની રાત શાંત થા, લોર્ડ બ્લેરે મેને પાછું સમજાવ્યું, "અને કાલે સહવારે–"

"જુઠા વાયદા ત્હારા, જુઠા!" મેએ તુચ્છકારથી કહ્યું, "ત્હારે લીધે તો આએ મારી ફેંજ થઇછ કેની? ત્હારી ઠગબાજીએ તો મારો જીવ નાશ કીધોછ કેની? હું રાતભર જાઉં ને શાંત થાઉં? ખાસ્સી વાત! તુંને જાણવાને ઓળખવા પછી મેં શાંતી જાણીછજ કયારે? કકલાત, હાંદેસા, આસું ને સંતાપની રાત વગર સુખ કરાર કે શાંતીની રાત મેં વરસો થયાં જોઇછજ કેઇ?"–અને મેબલને લાગ્યું કે તે દીવાની આ તો એક ઠરેલ મંગજની બાહોશ અબળા જેવુંજ બધું સવાચારૂં બોલતી હતી!

ખરેખર, અશાંત મજગની દીવાન્યત બી એક અજાયબીજ હોયછની! નથી તો તે કમનસીબ દીવાનાંને દીવાનગી બતાવતાં વાર થતી કે નથી તો મગજની સંપુર્ણ શાંતી સાથે તેને શાનપણુતની છકકર કરતાં વીલંબ થતો!

તે કમનસીબ દીવાંની સામે અસ્ત થતાં આફતાબને દેખીતી ઘેલચ્છા સાથે જોતી ને ટીકતી ઉભી.

"જો," તેણીએ આંગળી બતાવી કહયું, "તુંને ઓલખવા બાદ કેટલા સુરજ મારા કકલાતપરજ આથમ્યા હોશે? પણ હવે આખર આવીછ. આજે તુંને મારી સાથે આવવુંજ પડશે."–અને વળી એક ઘેલી "હી-હી-હી" સાથે તેણીએ તેને ખેંચવા માંડયો.

બ્લેરનું, તેથી, હવે તદન પાકી આવ્યુ. તેણે એક જોરની અછાતથી તેનો હાથ છટકાવી નાંખ્યો, ને તેણીને એક દયાહીણુ ધક્કો મારી પોતાની બગલમાંથી દુર કરી.

બસ એટલુંજ! એટલુંજ બસ હતું, તે ઓરતપર તેજ ક્ષણે દીવાન્યત પછી તેના પુર બાહારમાં ગાલેબ આવી, તેના આંખો ગુસ્સામાં જોતાં બીહીક લાગે એવાં દીવાનાં ઝનુનમાં ચમકતી થઇ, અને વિચાર કરી શકાય તે આગમચ તેણીએ પોતાના પેહરણુમાં હાથ ખોસી કંઇ ચીજ ખેંચી કાઢી.

એકજ પલ–ફકત એકજ અને એક ધડાકો, કે જ્યારે બ્લેરનો ઉંચે ઉંચકેલો હાથ દુઃખની એક ચીસ સાથે જુઠો થઇ નીચે નમ્યો. પેલીએ મારેલી ગોલી તેનાં મોટાં નસીબે સણુ સણુ કરતી તેની બાજુને જરા અડછતી લાગી તેને શ્હેજ જખમી કરી આગલ નીકળી ગઇ.

ભલી મેબલથી તે જોવાયું નહીં, ભય, દયા ને દુઃખની એક ચીસ સમેત તે બ્લેરના બચાવમાં તેના આંગપર ધસી ગઇ, અને તેનાં બદનપર પોતે પડીને મેનો હાથ હજી દયા માંગી લેતી રવેસે તે નેકબખ્ત બાળા રોકે કે પકડે તે આગમચ, અફસોસ, તે દીવાનીએ છોડેલી બીજી એક જીવલેણુ ગોલી તેણીની પોતાનીજ છાતીમાં આરપાર ચાલી ગઇ!

તે મીઠાશથી હસી. આહ, સુંદર નેકબખ્ત મેબલ તે મોહોતમાં બી મીઠું અને સંતોષનુંજ હસતાં કેવી ગીઠી દેખાતી હતી !!

ફર્યાદની તેણીએ એકબી ચીસ પાડી નહીં, તે મરવા હજારો સંતોષથી ખુશ થઇ,કેમજે પોતાનું ખુની કૃત્ય જોતાં ને પોતે આ અબળાની છાતીમાં ગોળી મારી હતી એમ ખાત્રી થતાં દીવાની મે તે પીસ્તોલ ત્યાંજ પડતી નાંખી, મોટેથી રડતી ને ચીસ પાડતી ત્યાંથી જીવ લઇ નહાઠી !

અને એજ મરતી મેબલનો સંતોષ હતો. એકવાર આ કપાત્ર આદમી તેનો જાન, તેની દુન્યા, તેનું સર્વસ્વ હતો, એકવાર તે આ લુચ્ચાનીજ જીંદગીમા પોતાની જીંદગી માની જીવતી હતી, અને એક પાકજાદ અબલા એવી પાક બલ· વતરીથી આખી જીંદગીમાં, અમોએ ઉપર કહયું તેમ, ફકત એકજવાર ચાહી શકે છે, માટે તે રવેસે ચાહેલા જવાનનો જાન ઉગારવા ને તેનાપર પોતાનો પ્યારો જાન સદકે કરી મરવાનું સુભાગ્ય તેને ફાળે આવ્યું તે માટે મરતી ઘડીએ ભલી મેબલ સંતોષથી ને મીઠાસથી હસી !

તે પોતાની જીંદગીની આખેરી તે કારી ગોલી તેની છાતીમાં લાગી ને લાગી સમજી ગઇ, ને તેણીએ ન તો ચીસ પાડી કે ન તો ફરયાદનો અવાજ ઉઠાવ્યો. નહીં. તેને તે હીણી સરજત સૌથી મીઠી લાગી ને તે આપીત પડી તેની જીંદગીની સૌથી સુખી પલ ખરેખર માલુમ પડી !

અને કમબખ્ત સેસીલ બ્લેર ? તેનો ગભરાટ, તેના ધ્રુજરાં, તેનો તે પલનો પશ્ચાતાપ કોઇ કલમ બ્યાંન કરી

શકનાર નથી તેણે મેબલને હઇયાં સરસી પકડી હતી, ને તેણીની જવાંન છાતીમાંથી ફુટેલી લોહીની સેરથી તેનું શર્ટ લોહીલુહાણ થઇ ગયું તે જોતાં તે આ મોટા સ્વભોગની પાકીજગીથી આગાહ અને ડંગ થયો.

"ઓ મેબલ! મેબલ!" તેણે ખરાં દીલથી માંથુ કુટી પુકારયું, "આએ શું ત્હારી ફેજ? મારા જેવા એક નસેનસ નાલાયકપર તેં જાન આપ્યો? ઓ ખુદા, હું સેહેતાન જેવો પાપી બી આએ સીતમ કેમ જોઉં ને કેમ ખમું?"

તે જવાબમાં થોડુંજ બોલી-ઘણુંજ થોડું મરતા દમે તે બીચારી બોલી શકી.

"મારી સરજત તમોને બચાવાજ અહીં મને ઘસડી લાવી, સેસીલ," તેણીએ કહયું, "તમે ગમ ના કરતા, તમે બસ સુધરજો ને સારી રાહ અખત્યાર કરજો. તમારો જાન બચાવતાં મેં મારો જાન-"

અને એટલુંજ બોલતાં તે પ્યારો પવિત્ર જાન આખર થઇ ગયો. જેને એકવાર તે પાકજાદ બાનુએ ખરાં દીલથી ચાહયો હતો તેનીજ છાતીમાં કરાર માની દીલ સાથ દીલ, લબ સાથ લબ, ગાલ સાથ ગાલ મધુરી મેબલનો આત્મા આખર થયો, ને તે નેકજાદ મરીને ફીરેસ્તાઓમાં મલી ગઇ!!

—:•:—

## પ્રકરણ ૨૧ સું.

—:o:—

આદમી માત્ર સરજતનો શિકાર છે. ગરીબ સુંદર નિર્દોષ મેબલ જયારે મેરીને બચાવી લઇ, શાંત કરી, પોતાના થાકેલા

જીવને થોડી રાહત આપવાની મકસદથી ઘરમાંથી બાહેર પડી ત્યારે આએ કીસમે મોહતની જાવેદાંનતુલકની મીઠી રાહતમાં આરામ પામવાની કશીજ વકકી એ ગરીબ છોકરીને હતી નહીં કે હોવી જોઇએજ નહીં; અને તોપણુ અફસોસ કે તેજ થયું !

મેબલ મરીને ફીરેશ્તાઓમાં મલી ગઇ. મોહોત સર્વને સરજીત છે, ને મોડું કે વ્હેલું તે સર્વપર એકશાન ગાલેબ આવે છે. નથી તે રાજાની રાખરખાવત રાખતું, કે નથી તે એક ગરીબ પ્રજાની તુંભા ધરાવતું; પવિત્ર નિઃપક્ષપાતપણાંથી જાલીમ મોહોત ઘરડાં કે જુવાન, રંક કે રાય, મોટાં કે ન્હાનાં શર્વને તેનો વારો આવતાં પોતાની ગોદમાં લઇ ચાલતું થાય છે, પણુ મેબલનું મોહોત એક ગજબ મોહોત લેખાય, કેમજે એવી જવાંન અને એવી ભલીએ એટલું વ્હેલું મરવું ન હતું.

મગર દાનાવોનું કેહવું હોય છે કે જેમનું અહીં કામ રહે છે તેમનું પેલી જેહાંનમાં પણુ જલ્દીજ કામ પડે છે, અને નેકજાદ મેબલના દ્રષ્ટાંતમાં તે બેતકરાર ખરૂં પુરવાર થતું હતું. ગમે તે હોય, પણુ પેલી જેહાંનમાં ફીરેસ્તાઓનો જો એક વર્ગ હોય તો તેમાં મેબલ જેવાં ભલાંઓનીજ અશો શામીલગીરી હોવી ને થવીજ જોઇએ, અને તેથી જ્યારે આપણે કહીએ છીએ કે મેબલ મરીને ફરેસ્તાઓમાં મલી ગઇ ત્યારે ખુલ્લું એમ સંભવે છે કે તેમાં કશીજ સહરાગત કરવામાં આવતી નથી.

એ તેણીનાં મોહોતનો દુઃખકારક બનાવ બનવા કેડે એક કલાક પછી મેરીવાલા બંગલામાં સઘળે શોક વ્યાપી રહયો. સરવે

થથરીજ ગયાં. ભલી મેબલની લોહી ગગડતી લાશ ઘરમાં લાવવામાં આવી ને શોકની નીશાંણી તરીકે બારીના પડદા સઘલા તાબડતોબ નીચે ઉતારવામાં આવ્યા.

લોકોનાં ટોલેટોલાં બાગમાં ને કંપાઉંડમાં જમા થતાં રહયાં, કેમકે લોર્ડ બ્લેર પણ મોહત જીવત વચે ઝોંકા ખાતો બીમાર થયો હતો, અને તેને પણ તુરતવેળા "લેકશીલ્ડ પાર્ક" માંજ લાવવામાં આવ્યો હતો.

તેનાપર મેબલના ગમખાર મોહોતે અગાધ ગંભીર અસર કરી હતી. તેણીએ તે એકવારના ચાહેલા નાલાયક પર જાન કુરબાન કરી મરતાં છેક મરતા દમે પણ તેને સુધરીને સારીજ રાહ અખત્યાર કરવા ભલામણ કરી હતી તે મીઠો અવાજ તેના કાનમાં ગણગણ વાગતો સાંભળતાં સાંભળતાંજ તે તેના જખમી હાથમાંથી લોહી ઘણું જવાને લીધે તેમજ ઘણીજ ઉંડી અસરનાં પરીણામમાં, બેહોશ થઇ મેબલની બાજુમાં તુટી પડયો હતો, ને તેને તેજ ગીસાલે મેબલ જોડે ઉંચકી લાવવામાં આવ્યો હતો.

ખુની પોતે મરણ પામી હતી, ને તેથીજ તો તરત એ ખુનની વાત ખબર પડી ગઇ હતી. તેણીએ બ્લેર પર ટાંકેલી ગોળી જયારે મેબલની છાતીમાં લાગી, ને તે મારનારે જયારે સ્વભાવિક પ્રેરણાથી જોઇ લીધું કે તે છોકરી રીવોલવર ત્યાંજ ફેંકી તે દીવાની, સાંભળતાં બીહીક લાગે એવી ભયભીત ચીસ પાડતી, ત્યાંથી જીવ લઇ નહાઠી; અને ખેતરમાં કામ કરતો કોઇ ખુરજીગર કે જેનું તેનાપર એ ચાસોને લીધે ધ્યાન ખેંચાયું તે તેને મદદ થવાની રૂડી મકસદથી ગભરાઇને તેની

પુકે પડયો, તે "મરી ગઇ" ને "મારે હાથે મેં ગોળી મારી" ની બુમો પાડતીજ દીવાનયતનાં જોશમાં આગલ ધસતી હતી, અને પછી પોતાની પુકે પેલા ખેડુતને દોડતો જોઇ–ખુદા જાણે તે અભાગણીનાં મનમાં શું આવ્યું કે–પેહલું જે તલાવ આવ્યું તેની પાલપર ચઢી તેણીએ યાહોમ અંદર ઝોકાવ્યું. પરીણામમાં, મદદ મલી શકે ને તેને બચાવી લઇ શકાય તે આગમચ તો તે ગરીબ બાપડી દુખીને માર્ગે લાગી ગઈ ને આ ધરતીપરનાં પોતાનાં મોટાં દુખથી મરીને રીહાઇ પામી!

અને ત્યારેજ બધી વાત અજવાલામાં આવી. પેલા ખેડુતે શોહોર કરયો, અને "લેકફીલ્ડ પાર્ક"માંથી આદમી ઓ દોડી આવ્યાં, જે જુસ્તેજોનાં પરીણામમાં લોર્ડ બ્લેર ને મેબલને ઘરમાં લાવવામાં આવ્યાં, અને પેલી દીવાનીનાં શબને પાધરૂં જુરી હાઉસમાં મોકલવામાં આવ્યું.

લોર્ડ બ્લેરની ઘણી માવજત થઇ, લેડી એન્ડરસનને પણ ખબર આપવામાં આવી, ને તે જીવ નાંખતી દોડી આવી. તેની એક બીજી બેહેન (જે વાંચનાર યાદ કરશે કે એનાં મેબલ જોડેનાં લગન ભલાઇથી ભાંજી પાડનાર હતી ને જેણે મેબલને તે પરણી ચુકેલો હોવાથી સવેલાએ બાતમી આપી હતી તે)ને પણ તાર કરવો પડયો, કેમજે બ્લેર પણ બચી શકે એ તુરત વેળા એક શકમંદ સવાલ થઇ પડયો હતો.

ગરીબ મેબલ! તેનાં સ્વાનને જુરી બેસાયા કેડે પાક કરવામાં આવ્યું, અને બલતી મીનબતીઓ ને સુગંધીઓ વચ્ચે ખુલ્લાં કોફીનમાં મેલેલી તેની લાશને અલગ કરી તેના પર ઘણાં માન સાથ લોકોએ પુષ્પવૃષ્ટી કરી, કે જે ફુલોની

વચ્ચે તે ફક્ત આરામથી ઉંઘતી હોય એમજ હજીબી તે મીઠો હસતો મનહર ચેહરો જાણે સર્વને અભ્યાસ કરાવતો હતો!

અને મેબલનાં મોહોત બાબે મેરીનું દુખ ને કકલાત કઇ કલમ બ્યાંન કરી શકે? તે દુખ કેવળ ખરાં દીલનું હતું. તેમાં એક બી ઢોંગનું તત્વ કે એકે સહરાગત ન હતી. તેને ઘણુંજ લાગ્યું. આવી ભલી કે જેણીએ તેનાં ભલામાં આટલું કર્યું હતું ને જેની પાક રાહબરીથીજ તે બાબે મોટા ભયંકર જોખમોમાંથી બચી હતી તેનાં આ ગજબ સમાન મોહોતથી તે છોકરીપર બ્યાન નહીં થઇ શકે એટલી ઉંડી અસર થઇ.

તેણે રડવા ચાહયું પણ તે રડી શકી નહીં. તેનાં આંસુઓનો દરયાવ જાણે ખપી ગયો હોય તેમ ફાટેલે ડોલે ને ટસટસ આંખોથી તે મેબલની લાશને હાથમાં હાથ બાડીને જોતી ને ટીકતી બેઠી—એવી રીતે કે રખે તેનું માથું ખાસી જાય તેની સર્વ કોઇને ગંભીર ફીકરો થઇ.

રોજર મારચંટ અને નેનસીએ તે લાશની લગોલગ ગુંઠણુ પર પડીને બંદગીઓ કરી. તે પવિત્ર આત્માને મુકતી માંગવા જેવું અલબત કશુંજ ન હતું, પણ તે સરેસ્તાની બંદગીઓ ફરતાં ફરતાંએ કરી ને પાદરી રોજર મારચંટની તેમાં, અલબત આગેવાની હતી.

નેનસીએ તો એ છોકરીને ઘણીજ થોડી ઓલખી ને જાણી હતી, પણ તેણીને બી તેણીનાં મોહોતથી દાવાનળ દુખ લાગ્યું. તેણીએ, એમ છતાં, મેરીને બન્યો એટલો દીલાસો દીધો, ને શાંત કરવાની વ્યર્થ કોશેશો કરી.

લેડી એન્ડરસન એક બે દહાડા બ્લેર આગલ રહી, કે

જે દરમ્યાન ખરી વાત બધી તેને એ આગમચ માલુમ પડી ગયલી હોવાને લીધે તેણીએ મેરીને તો તદનજ "નો કોઠાં" કરયું. ખરેખર તો મેરી ખેઞ્જાલતમાં મારી તેના જોડે રૂબરૂ નહીં થવાનીજ સંભાળ રાખતી હતી, ને મેબલનાં અકાળ મરણથી તે છોકરી ખરેખર એટલી પુરતી દુખી હતી કે મેબલની લાસ આગલથી તે પાધરી પાછી પોતાના ઓરડામાંજ જતી ને ત્યાંજ ગગડી રેહતી.

લોર્ડ બ્લેર, મગર, ચાંપતી સ્હારવારથી થોડોક સમો થયો અને તેનો જોખમ મટ્યો. એટલે લેડી એન્ડરસન તેને એક પાલખીમાં પોતાને બંગલે લઇ ગઇ, અને મેબલને ભુમીદા કરવા કેડે ને તે બીચારીનાં જે સગાંવહાલાં રડતાં કુટતાં આવ્યાં હતાં તે બધાં પાછાં વગે સગે થવા પછી, "લેકફીલ્ડ પાર્ક" જ્યારે ફરીને શાંત થયો ત્યારે નેનસીનું તે મકાન પરથી તદન દીલ ઉઠી ગયું. પેહલી હરોલમાં એ બંગલો તેને ઘણોજ ગમતો હતો, ને ત્યાંજ રેહવા ને થર પડવાની તેઓએ ગણત્રી કરી હતી, પણ આ મોટો કમભાગ્ય બનાવ બનવા કેડે નેનસીનો જીવ બીલકુલ ઉચ્ચર પડી ગયો, અને તેને રોજરની બેહેન જે તેઓ સાથે અવલથીજ અત્રે આવી હતી ને હજી અત્રેજ હતી તેણે વધતો ટેકો આપ્યો. તેણીએ તો તેજ રાત્રે ભલી મેબલનો ભુત તે બંગલામાં ભટકતો પોતે જોયલો હોવાની વાત કરીને તેણીના વધતાં લપ્પાં લેવાડયાં!

"મારી વ્હાલી બેહેન," રોજરે એ સાંભલતાં હસીને કહયું, "એ શું બચ્ચાંના ચેડાં? ભુત શું ને વાત સું? એવું બોલવું ને ધારવુંજ ગુન્હો ભરેલું છે. મેબલ જેવી એક

ભલીની ભલાઇને એ તો મોટો અપજશ આપેલો કેહવાય !"

"પણ મેં રાતે મારી આંખો આંખ જોયું તે ખોટું ?

"તમે શું જોયું ?"

"મારા ઓરડાનાં બારણાં આગલથી તે આકારને એ ત્રણ ફેરા ફરી જતો મેં જોયો," તેણીએ કહયું; સંભાલથી કોઇ ચાલતું હોય તેમ બાહેરની ચાલમાં કોઇનાં પગલાંના કટકા ફુટે ને વળી પોષાકનો સણુસણાટ અવાજ થાય, ને મેં હીંમત કરીને મારાં ઉંધાડાં બારણાં તરફ જોયું તો છુટા બાલનો સફેદ મજલીનના દરેસનો તે આકાર—"

"તે મેરી તો નહીં હોય ?"

"મેરી કેમ હોય ? મેરી મોડી રાત્રે બલ્કે છેક પાછલી રાત થવા આવેલી ત્યારે-બધા ઓરડાઓને લગતી બાહેરની ચાલમાં એમ શું ધકેલા પછારા ખાય ?"

"પણ એટલાંમાં તો બટલર બારલો તેઓ વાત કરતાં ઉભાં હતાં તે ઓરડામાં આવ્યો."

"હાઉસ મેડ હમણાં મીસ રસ્ટનના ઓરડામાં તે ઓરડો સાફ કરવા ગઇ" તેણે ઘણા અદબથી મી. મારચંટને કહયું "તો તે ઓરડો ખાલી હતો સાહેબને આએ ચીઠી તેવણુની ડરેસીંગ ટેબલ પર હતી. એ તમારાંજ નામની છે, ને મીસ રસ્ટન આખાં ઘેરમાં કેથે મલતાં નથી."

રોજરે ઘણીજ શાંતતા સાચવી તે ચીઠી લીધી ને બારલો નમીને બાહેર ગયો, જે પછી ઘણી અધીરાઇના દુખ સાથે નેનસીએ રોજરના હાથમાંથી તે ચીઠી લગભગ ઝુંટવી લઇ નીચે મુજબ તે મોટે સ્હાદે વાંચી:—

"હું જાઉંછ, મારાં મેહેરબાનો-મેહેરબાનો મને ઘટે તે કરતાં હજારો ઘણાં વધારે, અને મારી વફાથીબી હજારો ઘણાં વધારે! તમો ભલાં વરઐયર પુરતાં સુખી થવાં જોઇએ, ને મારો બોજ તમારે માથે ને હું સદા તમારી સાથે હોઉં તો આગલી નાપસંદ યાદો તમને પુરતાં સુખી થવા દે નહીં તે ગણત્રીથી હવે હું અત્રેથી સદાની જતી રેહુંછ. મેં પાંચ પાઉંડનો અવેજ મારી સાથે લીધેલો છે એટલે હું કેથે કામ મેલવી શકું ને પ્રમાણીક પણે જીંદગી નવેસરથી શરૂ કરી શકું તેટલાં ભુખે મરવાની નથી, વાસ્તે વ્હાલી નેની, તું મારે વાસ્તે જરાબી ફીકરમંદ થતી ના. હું આપઘાત કરવાની કે મરી જવાની નથી. મેબલનાં મોહોતે મારાં મન પર ઘણીજ ગંભીર અસર કીધીછ, ને તે વાહલી છોકરીની મીઠી યાદ અને તમારાં જાવેદાંન તુલકનાં હેસાંનો મારી છાતીમાં મરતાં તુલક કાયમ રહેશે તે મારી બધી પવીત્ર લાગણીઓની કશીબી સહરાગત વગર તમો વાહલાંઓને ખાત્રી આપી, હું તમારા રસ્તામાંથી આજ રાત્રે સદાની દુર થાઉંછ ને અત્રેથી જતી રેહુંછ.—**મેરી.**"

"ઓ રોજર," ભલી નેનસીએ દયાથી રડી દઇને કહયું, "બિચારીનું શું થશે? બિચારી કાંહાં જશે?"

"સારૂંજ થશે," રોજરે તેણીનું આ પગલું ખરાં મનથી પસંદ કરતાં કહ્યું; "હવે ફકર રાખવા જેવું કંઇ નથી. જીંદગીમાં ઘણીક વાર એવા બનાવો બને છે કે જે એક આદમીની જીંદગીનો આખો રોજ ઉલટાવી આપે છે, ને હું જરાબી સંદેહ કરતો નથી કે તે મેરીના બાબમાં બન્યું છે.

આપણે એને પકડાવતે ને જેલમાં મોકલતે તો એ ડીશુનસી-બની છોકરીના બાબમાં ખરાબી લખ્ખો દરજ્જા વધારે ખરાબ થતે, ને એ કદી સુધરતે નહીં; પણ આએ જે રીતે કામ લેવાયું તેથી ને ભલી મેબલના પવિત્ર પ્રતાપે એ છોકરીમાં અજબ જેવો ફેરફાર થયો છે એટલે એ જયાંબી હશે ત્યાં સુધરીને સારી રાહે ચાલશે ને સુખીજ થશે, વાસ્તે એને વાસ્તે હવે ફકર કરવા કાંઇ જરૂર નથી, નેની"

અને હવેજ રોજરની બેહેનનાં મનનું પણ સમાધાન થયું. તેણીએ જોયું કે તેણે જે ભુત જોયો હતો તે તો કંઇ મેબલનો ભુત નહીં પણ મેરીનો ભુત હતો. મેરીને એ ઘરમાંથી ન્હાસી જવાની તૈયારી કરતી તેણે અવારનવાર પોતાના ઓરડાના બારણાં આગલથી સંભાલથી પસાર થતી જોયલી હશે, ને તેથી તે વહેમાઇ હતી.

રોજરે, તેથી, તે મકાન એ પછી વેચવા કહાડયું, ને તે વ્યવસ્થા પોતાના સોલીસીટરોને સપુર્દ કરી તેઓ બધાં બારફર્ડીનમાં રહેવા પાછાં ફર્યાં. ત્યાં રોજરે એક નવું શોભીતું મકાન ખરીદી લીધું, જે "લેકફીલ્ડ પાર્ક" જેટલુંજ બલ્કે કદાચ વધારે સુંદર અને સુખકારક હતું, ને ત્યાં તેઓ થર પડયાં, કેમજે તેમનાં નક્કી થઇ ચુકેલાં લગ્ન છેક નજીક આવ્યાં હતાં ને તેના બધા વાગા વસાવવાના હતા, અને અનેક તેડાંઆણાંની ધામધુમભરી તૈયારીઓ કરવાની હતી.

—:o:—

# પ્રકરણ ૨૨ મું.

—:૦:—

"નેનસી ડારલીંગ" તેઓ પરણીને પાર પડી જવા પછીનાં બીજાં વરસમાં એક દહાડો રોજર એક કાગલ હાથમાં લઇને પોતાની પ્રીયાને સોહોધતો અને કેહતો આવ્યો, "હેલોઝથી આપણાં ઘરડા રેક્ટર મી૦ હાર્ટની બૈરીનો આએ ઘણો દુઃખભરેલો કાગલ આવ્યો છે, તે લખે છે કે ત્યાં આખાં ગામમાં ટાઇફોઇડનો ઝેરી તાવ ફાટી નીકળ્યો છે. ને લોકો બીચારાં તેના સપાટામાં આવી ટપોટપ મરવા લાગ્યાં છે!"

નેનસીએ અજાયબીમાં પોતાનો મનોહર મુખડો ઉંચો કરી પોતાના ભરથાર ભણી જોયું.

"બીચારી લખે છે કે ઘરડો હાર્ટ પોતે પણ એજ તાવથી પટકાઇ પડયો છે, ને ગામમાં બીજો ધર્મગુરૂ કોઇ નથી," તેણે આગલ સમજાવ્યું.

નેનસી ઘણી સુંદર દેખાતી હતી. તેણે એક ક્રીમ કલરનું ગવન પહેડયું હતું ને ગલાં આગલ તાજાં વાયાલેટનાં ફુલનો એક બંચ તેજ શહવારે બાગમાં લટાર લેતાં લટકાવી દીધો હતો. તેણીએ ઘણી અજાયબીના મીઠાસથી પોતાના ખાવંદ ભણી જોયું ને પુછયું, "ખચ્ચીત ઘણી દલગીરીની વાત છે વહાલા, પણ તમો શું કહેવા માંગોછ? કોઇ પાદરીઓને મોકલી આપોની?"

"એમ કંઇ થાય?" રોજરે ચીંતાથી કહ્યું; "વડા પાદરી તરીકે સૌથી પહેલી મારીજ ત્યાં દોડી જવાની ફરજ છે."

"હું તો આ તમોને નથીજ જવા દેવાની," નેનસીએ ડોઠ ચઢાવી કહ્યું; ખુદા મને માફ કરે, પણ એવા જોખમમાં હું તમોને કેમ જવા દેઉં ?"

"ત્હારી ભુલ છે, ડીઅરેસ્ટ," રોજરે હેતથી સમજાવ્યું; "રણસંગ્રામમાં લડતાં જે જાનથી જાય તે પહેલવાન છે. સોએ પોતાની ફરજોને બધા સુખથી આલા જાણવીજ જોઇએ. હું નહીં જાઉં બીહીક લાગી.

"પૈસાથી આપણી આંખ આપણી પાક ફરજો સામે આંધળી થાય તે મને ગમે નહીં, નેની," રોજરે આગ્રહ કર્યો; 'મને જવા દે. લડાઇમાં જાયછ તે બધાજ કાંઇ કપાઇ મરતા નથી, અને હું ત્યાં જવશ તેથી ટાઇફોઇડ મને બાઝી પડશેજ એમબી કાંઇ નથી એ કરતાં મેં તને સમજાવ્યું તેમ પોતાની ફરજ બજાવતાં મરવું એ તો ઘણું માનભરયું મોહોત છે, ને તેથી મારી ફરજમાં મને રોકવાનું તું સાંકડું મગજ બતાવે તે મને ગમવાનું નથી, ડારલીંગ."

"પણ તમે શું અત્યાર સુધી પુરતી ફરજ બજાવી નથી ને લોકોનું પુરતું ભલું કીધું નથી?" નેનસી આંસુઓથી ભીંજાયલી આંખોએ તકરાર કરતી હતી; "તમે એક જીંદગીભરની ફરજો બજાવી ચુકયાછ ને ભલું કરી ચુકયાછ તો હવે તો તમે આરામ કરો?"

"આરામ-આ એ ઉમરે?" અને રોજર હસ્યો; "અને વલી એવું લોકોનું ભલું તે મેં કરયું શું?

"લોર્ડ બ્લેર સુધરયો તે કોણથી?"

'મેબલની મસ્તી વખતની ભલામણ ને શીખથી,"

રોજરે નરમાશથી સમજાવ્યું; "મેં શું કીધું ?–કશુંજ નહીં, તે સુધરવાની રાહપર હતો એટલે મેં તેને મદદનો હાથ આપ્યો, ને તેને એક સારા દરમાયાની નોકરી અપાવી. તેના જેવા એક ઉમરાવને તેની પડતીમાં હાથ કોણ નહીં આપે? ઉલટું સાબાશ તો એ છે કે તેણે પોતાની એકમોટા ઉમરાવ તરીકેની બધી મગરૂરી એક કોરે મેલીને, આપણી સલાહ મુજબ કામ કીધું ને કામ લીધું.

"ને લોકોને પઇસાટકાની તમે આટલી મદદ કરોછો તે!"

"મારી વ્હાલી, એ શું નાદાની ?" રોજરે હેતથી તેને છાતીમાં દાબતાં કહ્યું; "આપણે એકજ વખત પેટ ભરીને ખાઇ લઇએ તે શું આપણને જીંદગીભર પુગી શકશે? ભલાઇનાં કામો કરવાનો તોરબી તેજ છે મરવાની છેલ્લી ઘડી સુધીબી થાય એટલું બધું કરયે તેજ જીંદગીનો ફેરો સફલ કરેલો કહેવાય!–" અને કેહેવાની જરૂર છે કે આ અને આવી સઘલી માયાકુલ તકરારથી નેનસી અંતે માહાત થઇ?

તેને પોતાનો નેકબખ્ત ખાવંદ–બની શકે તો–પોતાની ફરજ એટલી પ્રીય ગણવાની તેની ભલાઇ માટે ઓરબી વધતો વ્હાલો લાગ્યો, ને બડી મુસ્કેલથી તે તેને થોડા દીવસ હેલોઝ ખાતે જઇ આવવાની રજા આપી શકી.

એ હેલોઝ પુર્વ તરફનું એક આબાદ ગામડું હતું, કે જેને ટાઇફોઇડ હાલ ફના કરતી હતી. મરકીરૂપે એ ઝેરી તાવ ત્યાં એકદમ ફાટી નિકળ્યો હતો, ને લોકો થોડા થોડા દીવસોમાં એ તાવને બીછાણે પટકાયલા માર્ગે લાગતાં જતાં હતાં!

ત્યાંનો ઘરડો રેકટર મી૦ હાર્ટ પોતે પોતાની ફરજોના દરમ્યાનમાં ઝપડાયો હતો, અને તેનો પણ જાન મસ જોખમમાં હતો. એવું કહેવાતું હતું કે અરધું ગામ એ જાલમ આફતમાં પટકાઇ પડયું હતું !

મદદ ગામેગામથી આવતી હતી, ને ઘણીક નેકબખ્ત યુરોપ્યન બાનુઓ પોતાની રાજીખુશીથી જાનના જોખમ છતાં નર્સીસ તરીકે દોડી આવી હતી. દુન્યામાં બધાંજ કાંઇ દયાહીણ કે નાલાયક થતાં નથી. દુન્યા સારઅસારનો એક હુબહુ આયનો છે, અને જેમ બુરાઇ તેમજ ભલાઇ પણ પુરતાં પ્રમાણમાં એ "સરાએ ફાંની" ના નાટક તખ્તાપર મલી આવી શકે છે.

એ નર્સીસની ટોલકીએ ઘણું બજાવ્યું. તેમાંની ઘણીખરી બીચારીઓ એમ કરતાં પોતે પટકાઇ પડી અને મરણ પણ પામી, પણ તેથી તે બીજીઓ હીચકારી રવેસે હઠી ગઇ નહીં. પોતાના ધરમને આલા અને વ્હાલો જાણનાર એવીઓ કે જેમને જીવવાનો ઝાઝો મોહ નહીં, તે બધી બાહાદરો બલવતરીની આ જાલેમ જીવલેણ મરકી સામે લડત કરવા અને પોતાના હમજાતીઓના પ્રાણ ઉગારવા પોતાની ખુશીથી બાંહે ચઢાવી ઉતરી પડી હતી, અને ડાકટરોના જમણા હાથ થઇ પડી હતી.

મારચંટ તેઓમાં ભલી ગયો, ને બીમારોનાં ને મરણ પામતાંઓનાં બિછાણાં નજીક ખડો થઇ તે પોતે પણ આવતાં સાથે મોટાં પુણનું કામ પુરતી હીમત સાથે કરતો ગયો—અને તાજુબ કે એ જાતની તેની ફરજ અને તલ્લાશમાં તે એક

દીવસ એક બીમારને જોવા ગયો જે કોઇજ નહીં પણ પેલો કમનસીબ લોર્ડ બ્લેર હતો!!

તે અત્રે કેમ આવ્યો ને કેમ સપડાયો તે એક અજાયબી હતી, અલબત તેનાં બધાં સગાં વ્હાલાંઓએ તેને ઓવારનિવાર કર્યો હતો, કેમજે મારચંટની ભલામણથી તેણે નાદારીનો લાભ લઇ પ્રમાણીક દલદેશરીથી જીંદગી પાછી શરૂ કરવા એમ્પાયર સ્ટીમશીપ કુંપનીમાં એક શારા દરમાયાની નોકરી મેલવી લીધી, અને તેથી તે સુગાંતાં સગાઓને ઘણું માઠું લાગ્યું હતું.

સગાં તે-કે જે નામનાંજ સગાં હતાં! સગાંઓ તે કે જે સુખમાં તો હેતનાં ઠરાપરાંથી અમસાં પોતીકાં થવા માંગતાં હતાં, પણ દુખમાં જેમની ચશ્મ ફરી ગઇ હતી. એવાં અમસાં પોતીકાં-એવાં સગાંવ્હાલાં-એવાં ભાઇ બેહેનો પર ભટ પડજો! પડતીમાં જે સગાં નહી તે અંગત પોતાના હોય તોબી સગાં સાનાં?-બેગાનાં!

પૈસા પાપનું મુળ છે. તે દુન્યાં સારી પૈસાની સાથી છે. પૈસા ગયા ને પડતી આવી તો કોઇ કોઇનું થયું નથી, ને અમસાં પોતીકાં બી બેગાનાંથી બદતર બને છે. સુખી સમયમાં જેઓ ઘણાંજ હેતવંતાં હોવા ને થવાનો બજીદ હઠીલાઇથી દાવો કરતાં રહે છે તેઓ પડતી આવવાથી તે પડતીમાં દબાયલાંઓને દુશમન માને છે, ને એ બોથી પગથી માથાં તક ભરપુર જુએ છે! તેઓની પોતાની ચશ્મ ફરે છે એટલે નેક નૈયતનેબી તેઓ ફરેલીજ દયાનત સમજે છે, ને તે દબાયલા બેશીને એક નામોશી સમજી અલગ થાય છે!

ક્લેરના બાબમાં તેજ થયું. તેની નાદારીને લીધે તે બધાંને ઘણું "નરસ" લાગ્યું, ને તે બધાંએ તેને ઓવારનીવાર કર્યો; કે જ્યારે ઇનસાફની રાહે કેહેવું જોઇએ કે સખ્ત રીતે જે નેકમાં નેક નૈયતના થોડાક નાદાર દેવાદારો થઇ શકે છે તે માહેલો આ સુધરીને સવળી રાહે ઉતરી ચુકેલો ક્લેર એક હતો. તે દલદેશરીથી કમાઈ કમાઇને, નાદાર થવા છતાં, પોતાનાં માંગનારાઓને છુપી રવેસે આપતો રહયો ને આપતો જતો હતો, ને નાદારીમાં નામોશી હોય તો એ કીસમની નેક નૈયતની પુરવારીઓ તે નામોશીને વટીક ઇજતદાર બનાવી શકે એમ કેહેવાને કબુલ કરવાની કોણ બખીલાઈ બતાવી શકે ?

"વખત" ઘણાને માથે બને છે, ને એ "વખત" આશપાસનાંઓની એક ખરી કસોટી પુરવાર થાય છે, કેમજે નાદારી કે તંગદસ્તીમાં ઉતરી ગયલાં બધાંજ કમનસીબો નૈયતનાં ખોટાં કે નાપાક થતાં નથી, ને તેથી બધાંનેજ એક લાકડીએ હાંકી તેમને માટે બુરૂં માનવું અને દુર્વાદ બોલવો એ એક પાપભર્યો અપજશ અને અધર્મ છે. આદમી સરજતનો શીકાર છે, ને ઉલટી સુલટી ઘણાંકને સરૂજીત થાય છે મગર તે કીસમની એકની પડતીની કસોટીમાં કસાઇને જેઓ સો ટચનું સોનું પુરવાર થાય તેજ ખરાં સગાં ને પોતાનાં છે–બાકી મતલબી સગાંઓ પરાયાં ને બેગાનાંથી બી બદતર છે, ને તેવાં નિહેસ્તીઓએ તો સગાઇનાં દાવાથીજ સરબસર હાથ ઉઠાવવો સજાવાર છે.

પણ આપણે આપણી વારતાથી વગર અગતે વેગળા

જાઇશું નહીં, બ્લેર જ્યારે નાદાર થયો ત્યારે પુરતો સુધરી ચુકયો હતો, અને રોજરની રાહબરી હેઠળ ફક્ત દેણદારોને આપી શકાય એટલી મેહતલ મેલવી લેવાજ તેણે સરકારની એ માયાલુ પનાહમાં આશરો સોહોધ્યો હતો;–અને તેથી તેનાં સગાં વ્હાલાંઓએ તેને ઓવારનીવાર કર્યો તેનું પણ તેણે પત કર્યું નહીં તે એ એક વરસના દરમ્યાનમાં છુપી રીતે મોટી રકમો પાછી ભરપાઇ અને અદા કરી શકયો હતો, ને તે હરોંલમાં એક દોસ્ત હેલોઝ ખાતે ટાઇફોઇડથી પટકાઇ પડવાના સમાચાર તેને મલવાથી તે અત્રે આવ્યો, ને પોતે પટકાઇ પડયો હતો, અને હાલમાં જ્યારે રોજર તેને ન ધારેલો એ રવેસે મલવા પામ્યો ત્યારે આ બીજી મરતબા તે બીચારાનો જાન મસ મોટા જોખમમાં હતો.

—:૦:—

## પ્રકરણ ૨૩ મું.

—:૦:—

બ્લેર ઉપર મેબલનાં મોહોતથી જે અગાધ ગંભીર અસર થઇ હતી તેનું બ્યાન કરવું બેજા છે. તે ભ્રષ્ટ બુધ્ધિનો અને હરામખોરી ઉપર બેઠેલો જવાન સુધરીને સુખ્યતા પામ્યો તે ફકત એક નાજનીનનાં નેકભર્યા મોહોતનેજ આભારી હતુ. એમ ઘણીકવાર જીંદગીમાં બનવા પામે છે. હરામ ઇલ્લતના ગળાંફાંસું અને લુટારાઓ વટીક તેઓને જાનોનિસાર ચાહવાવાળીઓ તેમનાપર જાન કુરબાન કરીને મરવાથી સુધરીને સવલે રસ્તે ઉતરેલા એવા દ્રષ્ટાંતો ઘણા બનેલા આપણાં

વાંચવામાં આવેલા ઘણાકોને યાદ હશે, અને બ્લેરના બાબમાં તેજ બનવા પામ્યું હતું.

તેને રોજર મારચંટ જેવા એક પવિત્ર ધર્મગુરૂની બાંહેધરી અને રાહબરી કટોકટ પ્રસંગે મલવા પામી એ વલી એક મોટો પુણ્યવંત અને સુભાગ્ય સંજોગ થયો. તેણે તેને નેક રાહોમાં ઉતેજન આપ્યું. અને ગયા અંકમાં આપણે વાંચ્યું તેમ નોકરીએ લગાડયો. કે જ્યાંથી કોઇ પુરાણા દોસ્તની ભયભીત બીમારીના સમાચાર મલવાથી તે આ તરફ આવ્યો, અને ટાઇફોઇડના જીવલેણ સપાટામાં તે પોતે પણ આવી ગયો.

તે અનાથ એકલો પરાયાંઓને આધારે પડેલો હતો, કે જ્યાં રોજર પોતાની પરોપકારી જુસ્તેજોમાં તદ્દન નહીં ધારેલો તેને મલવા પામ્યો. તે વખતે તે મોહોત જીવત વચ્ચે ઝોકા ખાતો હતો. તેનાં દયાહીણ સગાંવાહલાંઓએ તો તેની મુફલસીના બાએસથી તેને ઓવારનીવાર કરીને આસાનીથી છોડી આપ્યો હતો, અને તેને પોતાને જીવ- વામાં ઝાઝો મોહ રહેલો ન હોવાથી તે બીચારો શાંતી સાથે મરવા સુતો હતો!

રોજર એ દરમ્યાન તેને એમ નહીં ધારેલો તે મરકીરૂપી ;તાવથી મોહોતને બિછાણે પટકાઇ પડેલો જોઇ ઘણી રંજ પામ્યો, ને તેણે તે કમનસીબ જવાનના બચાવને માટે મદદ થવા જોગું પોતાનું બનતું કર્યું.

અને એજ દરમ્યાન વળી વધારે તાજુબ કરનારો બનાવ તો એ બન્યો કે બ્લેરની માવજતને જતન જોગું

સર્વ નક્કી કરીને રોજર તે ઘરમાંથી બાહેર પડયો ત્યારે તે ઓટલા આગળજ એક "દયાની બેહેન" જોડે તેની મીલાકાત થઇ, અને તે મેરી હતી!! વગર બોલાવવે દયાથી દોરવાઇને બીમાર ને મરતાંઓને મદદ થવા જે પાકબાજ બેહેનીઓ જુદે જુદે મથકેથી "નર્સ"નું કામ કરવા એ આફતના પ્રસંગે એ તરફ આવી હતી તેમાં એ એકવારની દુરાચારી મેરી પણ હતી.

તેના સંબંધમાં પણ માહા પ્રલય જેવા ફેરફારો થવા પામ્યા હતા. તેને જે લપડાક પડી હતી તે માયાની લપડાક હતી, ને તે છતાં તે લપડાકે તેને સંપુર્ણ હદ સુધી સુધારી આપી હતી. તેનાપરની મેબલનાં મોહોબતથી ઘણી મોટી અસર થઇ હતી એમ કહેવાનું સહરાગાતી લેખાશે નહી, ને ખરેખર તો તે જવાન જીવ બરબાદ થતાં એક નહીં પણ બબે આસામીઓ સુધરીને નેકીની રાહ અખત્યાર કરવા પામ્યાં હતાં.

તેણીએ માથે દયાની બેહેનની "હુડ" પહેડેલી હતી, ને તેનાં ગ્રે ગવનમાં ફીકા કાહેલી ચેહેરા સાથે તે ઝપાટામાં એ મકાન આગલ થી જતી હતી. તેને ફ્લેર એ ઘરમાં બીમાર થયલો હોવાનો મુતલગ સ્વપ્નોએ હતો નહીં અને તેથી જેમ એક હાથપર રોજર તેમજ બીજા હાથપર તેણી પોતે એ નહીં વકી રાખેલી અરસપરસની મીલાકાતથી ઘણાં અજબ થયાં.

અને કેહવાની જરૂર છે કે રોજરનો જીવ ઘણોજ શાદમાન થયો? તેણે તેણીને પકડાવી નહીં કે સજા કરાવી નહીં તે માટે તે મનથી ઘણો શુગરગુજાર થયો. સજા કરા-

વ્યાથી સામે તે એ છોકરીનો નાશ કરી નાખતે. ઘણાઓનું માનવું છે–ને તે ઘણી હદ સુધી ખરૂં છે–કે જેલખાના અપરાધીઓને સુધારવા કરતાં વધતાં બીગાડવાનાં મથક વધારે પુરવાર થાય છે બધાજ ગુન્હેગારોને કાંઇ એથી નસીહત થતી નથી. ખરી નસીહત તો પેહલોજ એક અપરાધ અજવાલાંમાં આવતાં સાથે તે ગુનહેગારને માયાથી સંગરી લેવાથી આપી શકાય છે, કે જેવું કમભાગ્ય મેરીના બાબમાં બનેલું આપણે આ વારતામાં વાંચી આવ્યાં.

તે છતી જવાનીએ ઘરડી થઇ ગઈ હતી. કયાં તે તેજસ્વી અને શ્રીમંત ચેહેરાવાલી નાજનીન, કે જે રોજર મારચંટની વાયજી સાંભળવા લેકફીલ્ડનાં દેવલમાં પેલા એક રવીવારની સહવારે આવી હતી, ને કયાં આ અતી સાદા ગવનમાં સજ થયલી "દયાની બેહેન"–નર્સ? તેના ચેહરાપર જાણે કરચલીઓ વટીક ચઢી હતી, અને હજી તો તે ઘણીજ નાદાન ઉમરની છતાં ઉંમરમાં અને અનુભવમાં તેને ઘડપણ આવી ગયલું નજરે આવતું હતું!

રોજરે ખુશાલીની ઉશ્કેરણી સાથે તેને શેકહેન્ડમાં હાથ આપ્યો.

"તમોને અત્રે જોવાને મલવાની મને કશીજ વકી નહી હતી, મી૦ મારચંટ," તેણીએ નીચી નજરે કહ્યું.

મારચંટે એમ છતાં, તેણીને હીંમત આવી જાય ને તેની ઓશક દુર થઇ જાય તેવા એખલાસથીજ તેના જોડે વાતચીત કરી તેણે તેણીના આતુરતાભરયા સવાલના જવાબમાં નેનસીને લગતી બધી હકીકત કહી, ને તેઓ લેકફીલ્ડનું

મકાન રદ કરી બારફ્રેડીન ખાતે રહેવા આવ્યાં હતાં ને પોતાની છુચીનું નામ મેબલ રાખ્યું હતું તે બધી કેફયત બ્યાન કરી સમજાવી.

તેણીએ એ પછી તેની દીલશોઝ પુછપરછના જવાબમાં પોતાની વાત કહી. તેણીએ પાછાં "મ્યુઝીક લેસન્સ" આપવાનું કામ ધર્યું હતું, અને તે ઇજ્જતથી ગુજારો કરવા જોગું પુરતું પેદા કરતી હતી તેવામાં અત્રે નર્સીસની જરૂરયાતના સમાચાર તેણે વાંચ્યા, ને તે કાકલુદીભરી અપીલના જવાબમાં જે ધર્માદા હેતુની નેકબખ્ત અબળાઓ હીંમતથી બાહેર આવી તેમાં તેણીએ પણ નામ નોંધાવ્યું ને નામ કાઢ્યું હતું.

"એ બીમારીના કેટલાક કેસીસ તો એવા ત્રાસજનક છે, મી. મારચંટ!" મેરી દયાથી જાણે રડી દઇને કેહતી હતી. "ફુલ જેવાં બચ્ચાં પટકાઇ પડેલાં છે તે લોકનો તવલાત તો જાણે જોયલો જોવાતો કે ખમાતો નથી!"

"તમે ખરેજ પુણનું કામ હાથ ધર્યું છ, બેહેન," રોજરે લાગી આવે તેમ કહ્યું, "ને હું તેથી ઘણોજ ખુશી છેઉં. ખોદાને બાર એ નેકી તેના ઇનામ વગર ખાલી જનાર નથી. હાલ તો હજી અત્રે બીમારી તેના પુર બાહારમાં છે, પણ જ્યારે એ સંકટ સમી જાય ને તમો એ ખુશીની જંજાલથી ફારેગ થાઓ ત્યારે મારી જેની ને મેબલ સાથ ચાર છ મહીના રેહવા ને ગુજારવા તમને આપણે ઘેર આવવુંજ પડશે, કેવી તેની ખુશી થશે! તમારી કશીજ ખબરઅંતર નહીં મલતી હોવાથી તે હંમેશ દુખી થાય છે. આવશો કેની?

તમોને એ પછી હવાફેર ને આસાએસની ઘણીજ જરૂર માલુમ પડશે."

મેરીએ તેનો ઘણો ઉપકાર માન્યો, ને ખાત્રી આપી કે જો તે બંને ભલાં વરબૈયરની ખુશીજ હશે તો તે ખચ્ચીતજ આવશે ને રેહશે.

તે જાણે આગળની મેરીજ ન હતી! એટલી નમાની. એવી ભલી, એવાં નમ્ર દીલની આ મેરી હતી કે આગળની તુફાણી તોરવંતી ઉડાઉ મીજાજી અને મગરૂર મેરીથી તે રગેરગ ને નસેનસ જાણે જુદી પડતી હતી. તેનો અવાજ મીઠો છતાં એક શોકાતુર અદા રજુ કરનારો ને ગંભીર હતો; આગળનો તે જુસ્સાવંતો અવાજ બી પણ જાણે નાબુદગીમાં ગરક ગયો હતો!

અને પછીજ—એ બધી એલારપેલારની વાતચીત થવા દીધા કેડે આસ્તે રહીને રોજર તે જે મકાનમાંથી બાહેર આવ્યો હતો તેમાંજ લોર્ડ બ્લેર પટકાઇ પડેલો હોવાની તેણીને બાતમી આપી, અને ત્યારે મેરીના ફીકકા ચેહરાપર જે ચુગલીખોર રતાસ દોડી આવ્યો તે બતાવતું હતું કે તે એ જવાંનને ભુલી શકી ન હતી. પેહલી હરોલમાં એ પ્યારખોટો સહરાગતી ને મતલબી હતો ખરો, પણ પાછળથી તે એ જવાંનને સાચાં વ્હાલથી છુપી ચાહતી રહી હતી, ને તે પ્યાર હાલના કરૂણામય પ્રસંગમાં પુરતાં જોસથી નવેસર ઉભરી આવ્યો હતો.

—:o:—

# પ્રકરણ ૨૪ મું અને છેલ્લું.

—:o:—

તેઓ સાથે તે ઘરમાં પાછાં ફરયાં, તે નિર્ધન ગરીબ અરધો અંધારો ઓરડો, કે જ્યાં ભાડુતી મદદપર ને પારકાંઓને ઓથે તે કમનસીબ બીમાર પડેલો હતો! તે બિચારાને ઑસ્પીટલમાં જગ્યા મલી શકી ન હતી એ વધતું કમભાગ્ય બન્યું હતું. બંને ઑસ્પીટલ બીમારોથી ચીકાર હતી, ને બીછાણાં વધતાં ફાજલ નહીં થઇ શકવાને લીધે નવા બીમારોની ઘરમાંજ માવજત કરી લેવી પડતી હતી.

તે અરધી બેહોશીમાં હતો ને લવતો બકતો હતો, અને તાજુબ કે મેરી અને રોજર ત્યાં દાખલ થયાં તે વખતે તે મેબલ અને મેરીનાંજ નામોનો કાંઇક જુસ્સાથી પટપટારો કરતો હતો! તે એ બંનેને યાદ કરતો પડયો હતો, ને જરા જરા વારે માંથુ કટકા થઇ જવાની ફરયાદની ચીસ પાડતો હતો; અને મેરીએ પોતાના ધ્રુજતા હાથે પોતાના ખીસામાંથી કપડાંની લાંબી ચીરો કાઢીને તેનું માંથું બાંધ્યું, અને પછી તરત બધા ઘટતા ઉપાયો જારી કર્યા.

"તમો અમોને ઓળખોછ?" મેરી તેને શાંત કરતાં કેહતી હતી; "જુઓ, હું જ છેઉં તમારી પાસે; હું મેરી છેઉં."—અને તાજુબ કે મેરીનો અવાજ તે મરતો બીમાર ઓલખી શકયો હોય તેમ તેના ચેહેરામાં એકદમ કાંઇ અજબ જેવો ફેરફાર થયો, ને તેના પટપટારામાં તે જલ્દીજ તે પછી શાંત ને ચુપ વટીક થયો!

મારચંટે, અલબત, સૌથી આગેવાન ડાકટરોને બ્લેરની ખીદમતમાં તેડયા ને રોકયા હતા, અને પોતાના બીજા બીમાર હવાલા બીજી નર્સોને બદલી આપીને મેરી પોતે પણ લોર્ડ બ્લેરની ખીદમતમાં ખડે પગે મશગુલ રહી.

અને પરીણામ શું થયું? પરીણામ તેજ થયું કે જે એવા બધા સંજોગોમાં થવા પામે છે. બ્લેરની હાલત મેરીની કાલજીવંત રખેવાલીમાં અજબ જેવી ઝડપથી સુધરતી આવી. તે મરતો આદમી જીવપર કરીને જીવવાને વાસ્તે જીવતો થતો હતો, અને આયંદા પુરતો પાછો સાજો થયો. મેરીએ અને ભલા રોજરે ઘણીજ ખંતીલી સારવારથી તેને સાજો કીધો—ખાસ કરીને મેરીએ!

* * * *

નેનસી મીઠાસથી હસી.

"ઓ કેવી ખુશીની વાત, રોજર વહાલા," તે કેહતી હતી; "તમે શું કરવા ગીયા ને શું કરીને આયા! તમે તો બીમારોને દીલાસો ને મરતાંઓની ક્રિયા કરવાના એકલા હેતુથી ગયા, ને એક સ્હાજવારીની ખુશબખતીને સાથે તેડું કરતા આવ્યા! તમે ઘણુંજ નેક કીધું. એ લગન અત્રે આપણેજ તાંહાં કરવાનું માંગી લઇ ને ઠરાવી આવ્યા તે."

"ખુદાની કેવી મેહેર કે હૈલોઝમાંથી એ દેહેસ્તનાક બીમારી બી હવે નાબુદ થાય છે," રોજરે કહ્યું. "ખરીજ આફત વરસેલી હતી. કોઇની જાણે સલામતીજ નહીં હતી!"

"પણ હવે તો બધું તદનજ સારૂં છે કેની?"

"તદનજ સારૂં," રોજરે ખાત્રી આપી: "એ ગરીબ ગામડું મોહોતથી અરધું ખાલી થઇ ગયલું છે, પણ હવે તો પાછી રાહત ને આબાદી છે, તેમ થયું ત્યારેજ તો ઘર પાછો ફરવાનો મારો જીવ થયો. વળી ખરી ખુશબખ્તી ક્લેરના બાબમાં તો એની ઘરડી કાકી કટોકટ વખતે મરીને એને પોતાનો વારસ બનાવી ગેઇ તે છે! જાણે મેરી અને ક્લેર બંને સુધરીને સમા થયાં તેથી એ લોક એક થતાં સાથે ખુદાએ પોતાની બુલંદ નવાજીથી તેમને વધાવી લીધા.

"ભલી નેનસીથી હરખથી હસાઈ હસાઇ જવાયું.

"ઓ કેવી ખુશાલી!" તે કેહતી હતી; "મારી ગરીબ મેરી અંતે ત્યારે ઘણી પૈસાવાલી બી થઇ ને વલી 'લેડી' થઇ!"

"ને તું 'લેડી' નથી તે?'

"મને તો અવલથીજ એવો કોઇ અભખરો નહીં હતો," તેણીએ સાદાઈથી જવાબ કર્યો, "હું તો મારા સાદા મી૦ રોજર મારચંટ સાથ એક 'લેડી' કરતાં બી હજારો ઘણી જયાદા સુંખી સંતોષી છેઉં, કે જયારે એ બીચારીને તો પૈસા-વાલો થવાનું સાંભળતાં સાથે પેહલો સંતોષનો દમ જે ખેંચ્યો તે એટલા માટે કે હવે વગર ઢીલે તે પોતાના માગ-નારાઓને પાનપાવલા સુધ્ધાં તમામ દેણું ચુકવી આપી શકશે!"

"ઓ હું કેવી ખુશી થાઉંછ," નેનસીએ ખુશાલીના આવેશમાં તાલી પાડી કહ્યું; "આપણો બંગલો એ મોટે

ઘેરની સ્હાજવારીથી કેવો બધો ગાજીવાજી રેહશે ! બધો કારભાર એ સુખવાસી લગનનો તો હું પોતેજ કરશ."—અને ભલાઓ પોતાની ભલાઇનાં સુખમાંજ કેવાં સુખી હોય છે તે માટેનાં આપણા પરમ સંતોષ સાથે, વ્હાલાં વાંચનારાંઓ, આ આપણી ન્હાનકડી વારતા હયાંજ આપણે તમામ કરશું.



# મોટે ઘેરના મેહેરબાઇ.

(લખનાર કવિ દા. એ. તારાપોરવાલા.)

"નહીં! નહીં! માહરૂં આએ ગલું કાપસો તોબી હું તમારો આએ સખુન કદી કબુલ રાખનાર નથી."

"ધનજી, એકદમ બેહકી નાં જા, અને બુઢા બાપની સીખામનને માન આપી તાબે થા; જો દીકરા મારૂં માનસે તો જનમ સુધીનો સુખી થશે."

"જોવો બાવા મને અમથો નાં સંતાપો. મને એ છોકરી પસંદ નથી. શું તમારા દોસ્તદારની છોકરી થઈ તેથા માહરી નારાજી છતાં જબરીથી માહરે ગલે ઓલવવા માંગોછો? માહરો તો જીવ જસે તોબી હું તેને કબુલ નહીં કરસ."

"છકી ગયલા છોકરા! અત્તરઘડી ઉઠીને અહીંથી તાહરૂં કાળું કર! આજ બબે દિવસ થયા તુંને હું સમજાઉંચ તોબી સમજતો નથી! લોકો કહે છે કે છોકરાંઓને કેળવણી આપો પણ આજના સુધરેલા છોકરાઓ જુઓ બાપને કેવા તાબે છે."

જ્યારે હું ઓગણીસ વરસનો થયો ત્યારે માહરા પિતાજી સાથ એક દિવસે ઉપર મુજબ મને સખ્ખત 'જુંબેશ' લાગી. તેઓના એક જાની દોસ્ત ખરશેદજી ખરાસની છોકરી ખુરશેદ સાથ મને પરણાવવાની તેઓની મરજી હતી, પણ વાંચનાર જાણીને ખુશી થશે કે હું આજના શુધરેલા વિચારનો બહુ

એસકી અને ફૂંકડો જુવાંનિયો હોવાથી માહરૂં દીલ એક બીજીજ સુંદરી પર ખેંચાયલું હતું સબબ મેં આએ માંગણી ના પાડી. માહરા ના કેહવાથી માહરા પિતાજીને ઘણો ગુસ્સો લાગ્યો. જેથી બે દિવસ સુધી રીસાઇ રહી માહરી શાથ બોલ્યા નહીં. એટલુંજ નહીં; પણ જ્યારે તેઓએ નહીંજ પરણવાનો માહરો પક્કો ઠેડાવ જાણ્યો ત્યારે તેજ છોકરી સાથ માહરા વડા ભાઇ કેખુશરોને પરણાવી દીધો.

માહરા પિતાજીને પેટે બે છોકરા અને એક છોકરી હતી, જેમાં હું સર્વથી નાહનો અને માહરો ઉપર કહેલો ભાઈ સર્વમાં વડો હતો. કેખુશરોને પરણાવ્યા પછી એક વરસ વિત્યા બાદ માહરા પિતાજીએ વળી પાછી માહરે તથા માહરી બેહેન પીલાંમાયને માટે તજવીજ ચલાવવા માંડી. પણ હજીતો તેઓ તે કોશેષમાં ફતેહ પામે એટલામાં કમનસીબે લકવાના બુરા મરજથી તેઓ મરણ પામ્યા, અને અમો ત્રણ બચ્ચાંઓને બાપ વિનાનાં કરી તે જેહાંન ચાલી ગયા.

માહરા પિતાજીને, તેમનાં મિત્ર ખરશેદજીની છોકરી સાથ પરણવાને મેં જે ના પાડ્યું હતું તેનું કારણ તે છોકરીમાં કશી ખાંમી કે ખોડ જોવાથી નહીં હતું, પણ માહરૂં દીલજ એક જુદી સુંદરીએ પોતા ભણી જીતી લીધું હતું. માહરી "કોલેજ" માં જમશેદ નામે માહરો એક બહુ જાંની મિત્ર હતો, કે જે મને હમેશા પોંતાને ત્યાં લઈ જતો હતો, એ જમશેદની મેહેરબાઇ નામે એક અતિ ખુબસુરત અને જુવાન બેહેન હતી, જેણીની ખુબસુરતી પરીને પણ ટક્કર મારવાને પુરતી હતી. જે દિવસે જમશેદ મને પેહેલ વેહેલો પોતાને ત્યાં લઇ ગયો, અને આ અજબ બનાવટની ખુબસુરત નારને મેં

ત્યાં જોઇ, તેજ દિવસથી પેહેલીજ નજરે માહરૂં દિલ તેની મોહબતના ગારમાં ગરક બની જુદાઇનાં માહા કારી તાપમાં બલવા લાગ્યું.

જમશેદનાં પિતાનું નામ બેહેરામશાહ લખપતિ કરી હતું જે અટક ખુદરતે ગોયા ખરીજ પાડી આપી હતી. બેહેરામશાહ પૈસે ભરપુર હતા અને આએ બે બેટા-બેટીનાં સુખમાં ઘણાં સુખી હતા. તેમનાં ધણીઆની નવાજબાઈ પણ પોતાનાં ખાવંદનાં જેવાં ભ.ાં અને ભોલાં હતાં, જ્યારે હું જમશેદ સાથ પેહલવેહલો તેમને બંગલે ગયો ત્યારે બેહેરામશાહ, તેમના ધણીઆની અને પરીચેહેર બેટી મેહેરબાઇ, એ ત્રણે જણે મને માન સાથ આવકાર દીધો. એ આવકાર વેળા તેઓ મને પિછાનતાં ન હતાં. તે તો માત્ર વિવેકના એક તરીકાથી દીધો હતો, પણ ત્યાર બાદ જયારે તેઓએ પોતાનાં બેટા જમશેદને મોહથી જાણ્યું કે હું તેનો એક 'સ્કુલબ્રધર' ઉપરાંત, એક વફાદાર જાની-દોસ્ત છુ, ત્યારે તો તેઓની ખુશીનો પાર રહયો નહીં. પોતાના બેટાના એક દોસ્તદાર તરીકે પીછાનતાં વારજ તેઓએ પોતાની અત્યંત ખુશાલી જાહેર કીધી, અને માહરી સાથ તે બન્ને ભલાં ધણી-ધણીઆની અને તેમની ખુબસુરત બેટી છુટથી વાતચીત કરવા લાગ્યા. ટુંકમાં, પેહલીજ મુલાકાતમાં હું હરખ ભરેલા જીગરે હજારો છુપી આશાઓ સહિત માહરે ઘેર પાછો વલ્યો, અને બીજે-ત્રીજે હમેશા તેમને ત્યાં આવતો જતો થયો.

બેહેરામશાહ લખપતીના આ બન્ને બચ્ચાંઓમાં જમશેદ વડો-બાવીસ વરસનો-અને મેહરબાઇ તેથી નાની-અઢાર વરસની ઉમરની-હતી. હું ખરૂં કહું છું કે તેણીના જેવી

ખુબસુરત–ચંચલ અને ચબરાક છોકરી મેં થોડીજ જોઇ હશે. જેમ જેમ તેઓને ત્યાંની માહરી ત્રીજે-બીજેની મુલાકાત વધતી ગઈ તેમ તેમ દરેક મુલાકાતમાં તેણી માટેનું માહરૂં ઉંચું મત પણ વધતુંજ ગયું. આહા! તેણીનાં સુંદર મન-મોહન ગોલાબી ગાલ, સરોવર જેવું સીધ્ધું અને પતલું અંગ, પરવાલા સમાન પતલા હોઠ, તથા દુધીયા રંગના મખમલ જેવા નરમ–રેસમી નાજુક અને ન્હાનાં હાથ, પેહલીજ નજરે પોતા ઉપર માહરૂં ઉછલતું જુવાન લોહી અજાએબ જેવી આકૃષ્ણીક રીતે ખેંચી શકયા હતા!

જે વેલા તેઓ સાથ માહરી પેહલવેહલી મુલાકાત થઇ તે વખતે માહરા મરનાર પિતાજી હૈયાત હતા, તોપણ તેઓને તે બદલ કસી ખબર નહીં હતી. કેમકે જો તેઓ જાણે કે માહરૂં ધ્યાન સીખવા–ભણવા ઉપરથી ખીસીને એક તવંગર ખાનદાનની પારકી છોકરીપર–લાગ્યું છે, તો તેઓ માહરી આ મુલાકાત જરૂર બંધ પાડતે પણ તેમ મેં થવા દીધુજ નહીં. એટલુંજ નહીં; પણ દિવસ જતે મેહેરબાઈ સાથની માહરી પિછાંન એટલી વધી ગઇ હતી કે અંતે અમો બન્ને વચ્ચે મારા ધારવા મુંજબ ખાલેશ પ્યાર બંધાયો તે વાત કોઇ તો શું પણ ખુદ બેહરામશાહ લખપતી, તેમનાં ભલાં ધણીઆંની કે મારો મીત્ર જમશેદ વટીક જાણી કે પિછાંની શકયાં નહીં.

મને પાછલથી જણાયું તેમ, જેવી રીતે મેહેરબાઇને જોતાં હું તેણી માટે ઇંતેજાર બન્યો હતો તેવીજ રીતે તેણી પણ માહરી તરફ પ્યારભરી લાગણીઓથી ખેંચાણ બતાવતી હતી. વાંચનાર માહરી મગરૂરી માફ કરશે કે હું કાંઇબી થોડો ખુબસુરત નહતો, તોપણ માહરી ખુબસુરત માશુકના ઇનસાફ

માટે મને કહેવું જોઇએ કે તેણીની અચુક "બ્યુટી" આગળ હું તો એક "હાથી આગળ મગતરૂ" સમાન હતો.

એહેરાંમશાહ લખપતીને ત્યાંની પેહલીજ મુલાકાતમાં હું ચેતી ગયો હતો કે "ભવિશમાં એજ સુંદરી સાથ કંઇ જોગ બને એમ જણાય છે" અને અંતે તેમજ થયું ! માહરી મુરાદ પાર પડી. કેમકે તેણીને ત્યાંની માહરી ચાલુ મુલાકાતોમાં દીનપરદીન તેણી મારી સાથ એટલી પલોટાઇ ગયલી જણાઇ કે મેં નકકી માન્યું કે "એ ખુબસુરત નાર મને છુપી રીતે ચાહે છે"

માહરી આ મનવાસનાં, મેં ઘણાં દીવસ સુધી બારીક તપાસથી કરી જોઇ, અને અંતે જયારે મને લાગ્યું કે હવે હું માહરા વિચારોમાં ખોટો નથી ત્યારે મેં ભારે હરખ સાથ નીચે મુજબ એક ટુંક પણ અસરકારક ચીઠી લખીને માહરા ખીસ્સામાં રાખી મેલી, અને એક દિવશે લાગ જોઇને તેણીનાં હાથમાં ગુપચુપ સેરવી દઇને હું માહરે ઘેર ચાલી ગયો. એ કાગજ નીચે મુજબ હતું:—

" **પ્યારાં મેહેરબાઈ,**

જત, માહરી સાથની તમારી દીનપર દીન વધતી જતી પિછાંને મને અંતે એક એવા રસ્તા ઉપર ઉતાર્યો કે જેની રૂહે મોહડેથી કેહવાને મારી નરમ લાગણીઓએ ના પાડવાથી આએ ટુંક તસદી આપી છે તે દરગુજર કરશો. તમારા દરેક લાયક સદગુણોથી હું સઘળી રીતે ખુશી બન્યો છું, અને તમારા ખુબસુરત હાથની માગણી કરૂં છું. હું નહીં ધારતો કે તમો માહરી એ માગણી પાછી ફેરવશો, કારણ કે મને માનવાને કશી આંચકી લાગતી નથી કે તમારા દીલમાં

તમો મને છુપી રીતે ચાહોછો. આએ ચીઠીનો જ્યાં સુધી તમો તરફથી મને જવાબ મલશે નહીં ત્યાં સુધી હું તમારી કે તમારા માનવંત કુટુંબની મુલાકાત લેવશ નહીં. મેહરબાંની કરી આએ વાત હાલ તુરત માત્ર તમો શીવાય બીજા કોઇને પણ જાહેર નહીં થયલી જોવાને હું રાજી છું માટે આશા છે કે તે ઉપર અમલ કરશો. એમ કરવામાં તમારી અને મારી બન્નેની ઇજત છે. મારો હાથ કબુલ રાખવાની જો તમારી મરજીજ હશે, તો તમારા માયાલુ પિતાજી એ બાબદમાં વચ્ચે નહીં આવશે એવી યાદ આપતાં ખતમ કરૂં છું, ખુબસુરત બાનું,

હું તમારો જીગરથી ઉમેદવાર,

**ધનજીશાહ.**"

આએ ચીઠી જયારે હું તેણીના હાથમાં સેરવી દઇ ઝડપથી ગોલ ચકરાવદાર દાદરપરથી "સપ-સપ" કરતો ઉતરી ગયો, ત્યારે તે સુંદર કટેરાવાલા દાદરનો ચકરાવો લેતાં મેં મારી નજર પાછળ ફેરવી કે જે વખ્તે માહરી મનમોહન માશુક હસ્તે ચેહરે માહરી ચીઠી વાંચવામાં રોકાયલી હતી.

આહા! ઓ ખુદા! જીગરમાં હર્ષીત લાગણીઓ ઉતપન કરનારો તે કેવો એક રમણીય દેખાવ હતો! વાંચનાર! હું ખરૂં કહું છું કે એ દીલખુસ દેખાવથી હું એટલો આનંદ પામ્યો કે મોટી મુશ્કેલીથી તે ઉભરો દબાવતો હું માહરે ઘેર ગયો, અને માહરાં સુંદર દીવાનખાનાનું બારણું બંધ કરી તે કીરતારની મેં એક ટુંક પણ ખરાં દીલની બંદગી કરી દુવા ચાહી કે "માહરી આએ મુરાદમાં મને ફતેહમંદ કરે!"

હજી તો હું એ કામમાંથી ફારેગ થાઉં એટલામાં માહરા ઓરડાનું બારણું ખરખડયું. ઉંઘાડી જોઉં શું કે માહરી

માશુકને ત્યાંનો એક ચાકર માહરે નામનું એક કાગજ લઇ આવ્યો હતો. મેં તે લાવનાર માણસને "એક ચાટલો" ઇનામ તરીકે પકડાવી દઇ ઝટ તે કાગજ હાથમાં લીધું, અને ભારે હરખથી ઉછલતાં જીગરે નિચે મુજબ વાંચ્યું:—

"**મારા પ્યારા ધનજીશાહ,**

માહારી ભારી અજાએબી વચ્ચે માહરા હાથમાં સેરવી દઇને તમે ચાલતી પકડેલી ચીઠી, મેં બહુ હરખમંદ જીગરે વાચી પુરી કીધી છે. માહરા ધન, તમો જાણીને અચરત થશો કે જે દિવસે મેં તમોને સપર પેહલા માહરા વહાલા ભાઇ જમશેદ સાથ તેવણના ઓરડામાં કાંઇ ખાનગી વાત કરતા જોયા હતા, તેજ દિવસથી તમારા પ્યારે માહરાં જીગરમાં વાસો કીધો હતો અને તે પ્યારનાં રોપાને, તમારી હમેસની પ્યાર ભરી મુલાકાતનાં પાણીએ, આજ સુધીમાં બહુ ઉછેરી મુકયો છે ધન, તમારી પાસ એ બદલ હુંજ જાહેર કરવા ઇચ્છતી હતી, પણ માહરી નાજુક છાતી તે હીંમત બતાવે તે અગાઉ માહરાજ વિચારને મલતી તમારી વલણે મને તેમ કરતાં અટકાવી છે. તમારી માગણી હું ખુશી સાથ કબુલ રાખું છું, પણ મારા બાવા વગેરેનું મન મનાવાનું કામ તમારૂં છે સબબ સાંજે માહરી મુલાકાત લઇ જજો. આપણે બેઉના એક વિચારથી આગલ પગ મેલીશું.

હું છું—**તમારી મેહેર.**

આએ કાગજ વાચતાંજ માહરાં હરખથી ભરેલાં જીગરમાં ખુદરતી રીતે કાંઇ એવી લાગણીઓ ઉતપન થઇ કે તે લાગણીઓ–અને તે સુખ ભરેલો વખત–હું માહરી જીંદગી સુધી વીસરનાર નથી. મેં આએ કાગળ જેટલા પ્રેમે વાંચ્યું

તેથી દસ ઘણા પ્રેમે તે ગોયા એક કીમતીમાં કીમતી "ચેક" હોય તેમ ખાશ માહરી તીજોરીમાં મેલ્યું !

આજનો આખો દિવસ મેં બહુ ખુશાલીમાં પસાર કીધો, અને સાંહાંજના રળીઆમણાં અને ખુસનુમાં વખતે ખુબ ફાંકડો બની માહરી માશુકની મુલાકાતે ગયો.

હજી તો હું માહરા ભવીષમાં થનારા સસરા (શેઠ બેહ-રામશાહ લખપતી)ના બાદશાહી મેહેલ સમાનાં બંગલાની સુંદર પગથીઓ ચહડું છું એટલામાં તેજ બંગલાના માલ ઉપરથી માહરા દીલ ઉપર થોડો ખુશબોદાર ખુશબોઇનો ભુકો અને એક ખુશ પમરતા ગોલાબનો તુરો પડયો. હું બોલા-ઇમાં ચાલતો હોવાથી પેહેલાં તો હું ચમકયો પણ પછી ઉપર જોઉં છું તો ત્રીજે માલની એક નહાંની પણ શોભાયમાન બારી આગળ "માહરાં જીગરનો હાર" મેહેરાં હસ્તી ઉભી હતી !

તેણીને જોતાંજ હું ચેતી ગયો કે આ સર્વ કામ તેનુંજ છે, પણ એટલાંથીજ હજી છેડો આવ્યો નહીં હતો, હજી તો એક બીજી મોટી અચરતી હતી. એ અચરતી તે કાંઇજ નહીં પણ જ્યારે ફુલોથી વધાવી લીધેલો સીહડી ચઢીને ત્રીજે માલનાં તેણીનાં નાના પણ સુંદર દિવાનખાનામાં હું જઇ પુગ્યો, ત્યારે જોઉં શું કે એક ન્હાની સુંદર વેલાતી ટેબલ ઉપર લાલ કપડું બિછાવી તે ઉપર લગભગ સો પેન્ડા એવી રીતે અક્ષર રૂપે ગોઠવેલા હતા કે ઓરડામાં પગ મેલતાંજ "ભલે આયા માહરા પ્યારા ધન" એવી આવકાર ભરી બહુ ચાલાકીથી ગોઠવેલી એક સરલ લીટી ઉપર માહરી નજર પડી, અને એ હું ચંચલ છોકરીની ચંચલાઇ ઉપર અચરતીથી ઠસ થઇને તેણીનું સુંદર મોહડું ટીકતો ઉભો રહી ગયો !

"કેમ માહરા ધન?" માહરી અચરતી પામી જઇ માહરી માશુકે મને સવાલ મુકયો, કે જ્યારે તેણીનાં ગુલાબી ગાલ ઉપર મીઠું હસવું પોતાનો દીલખુશ દેખાવ દઇ રહયું હતું. "એકાએક કઇ અચરત થયા છો?"

"વારૂં જીગર," મેં ખરી ખુશાથી જવાબ વાળ્યો. આપણી જીંદગીના જોડાંણ જેવા આએ પેહલા દિવસે જેવી વફાદારીથી ગગડે છે તેવીજ અમરકાલ સુધી વરસજે. એમ બોલી આસપાસ નજર ફેરવીને "કોઇ નથી" એવા સધ્યારા વચ્ચે મેં આએ માહરી ભલી-ભાગ્યણની પાસ જઇ-માહરા જીગરમાં વ્હેતા ખરા-ખરા અને ખરાજ પ્યારથી-તેણીનાં ગોલાબી ગાલ ઉપર એક મીઠી ચુંમી લીધી; કે જે સુખની ઘડી મરતાં સુધી માહરાં જીગરમાં તાજી રેહશે. જો કે માહરો અને તેણી વચ્ચેનો પ્યાર પવિત્ર હતો-તેમાં અઘટિત આચરણ જેવું કશું ન હતું-તોપણ લોક-લાજ કાજે ડરવું એ માહરી પાક ફરજ હતી, અને તેમ સમજીનેજ મેં માહરી માશુકને એક મીઠી "કીસ" લેતાં આસપાસ જોયું હતું!

"માહરી પ્યારી," માહરાં ખરાં પ્યારને એક મીઠી ચુમીનાં આકારમાં બાહેર પાડયા પછી મેં સભ્યતાથી ટેબલ પાસ એક ખુરસી તાણીને તે ઉપર બેસતાં કહયું "તારી આએ લાયકી માટે હું ઉપકારી છું."

"એ શું બોલો છો માહરા ધન?" માહરી મેહેર માહરો જમણો હાથ પોતાનાં મખમલી નાજુક હાથમાં લઇ તે ઉપર એક ચુંમી લઇ બોલી, "એમાં મારો ઉપકાર શાનો માનોચ? ઉલટી આપણે તે કીરતારની શુકરગુજારી કરવી જોઇએ કે એક નાતરસ ઇંતેજારીમાંથી છુટીને એકમેક વચ્ચેનાં માહીત-

ગારી ભરેલા ખાલેશ પ્યારમાં આવવાને આજે આપણે બેઉ જણાં નશીબવાન તેમજ શકતીવાન થયાં છઇએ."

"ખરૂં કહયું માહરાં કલેજા" તેણીની આટલી ઉંચી અને ઉંડી સમજ શકતી જોઇ હું ખરી મગરૂરીથી બોલ્યો. "ખુદા તારા જેવી સમજુ નાર દરેક મરદને બખશે. વ્હાલી, તમે કહો છો તે ખરૂં છે કે ખુદાની મેહરથીજ આપણે બેઉ જણ એકમેક વચ્ચેની માહીતગારી ભર્યા પાક પ્યારમાં આજે આવવા પામ્યાં છઇએ. તોપણ માહરાં જીગર! તેમાં તાહરી પોતાની મદદબી કંઇ થોડી નથી. પેહલાં ખુદાની અને પછી તાહરી મેહરબાંનીથીજ આજે આએ સુખની ઘડી હું જોવા પામ્યો છું એમ કેહવાની મને રજા આપ. પ્યારી, તું જાણતી નથી કે જો તાહરા પ્યારે મને દીવાનો બનાવ્યો નહીં હતે તો આજે હું તું સુંદર નારનો નહીં પણ એક બીજીજ સુંદરીનો ભરથાર હતે. જે ઓરત માટે હાલમાં હું બોલું છું તે તેની સાથે તને ઉભા રાખીને મને તેમાંથી પસંદ કરવાની માગણી કરવામાં આવે તો પણ હું તું ગુલબદન નારને છોડી બીજીને પસંદ નહીં કરૂં. માહરાં જીગર, પ્યાર જે છે તે કાલી કે ગોરી ઉપર પસંદગી ધરાવતો નથી. પ્યાર હમેશાં આદમજાતની જીગરની લાગણીઓ ઉપર સરદારી ધરાવે છે, અને જયારે તે લાગણીઓ ચોકસ ઠેકાણે પોતાનું આકર્ષણ બતાવે છે ત્યારે પ્યાર ગોયા પોહરેગીર તરીકે ત્યાં તપાસ ઉપર આવે છે. જો કે પ્યારની બાબદમાં ખુદરતી ખુબસુરતી ચોકસ જાતનું ખેંચાણ ધરાવે છે, તોપણ ખુબસુરત માણસોમાંજ પ્યાર હોય છે અને બદસુરતોમાં હોતો નથી એમ નથી. પ્યારનું તરાજું હમેશાં સમતોલ રહે છે, અને તે કાલાં કે ગોરાં માણસો તપાસતું નથી. પ્યાર, એ એક એવી ચીજ છે કે શું ન્હાનાં-મોટાં-રાય

રંક—જુવાન—ઘરડાં ઇત્યાદિ સરવેમાં તેનો ચોકસ અઉંશ સમાયલો રહે છે. અને જયારે તે પુર ઉલટમાં આવે છે ત્યારે કોઇનો અટકાવ્યો અટકતો નથી.

અત્રે અમો, માહરાં આએ ટુંક "લેકચર" પછી છુટાં પડયાં અને હરખ ભરેલી લાગણીઓ સાથ હું માહરે ઘેર ગયો. છુટાં પડતી વેલા અમોએ કીધેલી કેટલીક છુપી ગોઠવણો મુજબ, ઘેર ગયા પછી મેં માહરા ભવિષમાં ધારેલા સસરા શેઠ બેહરામશાહ લખપતી ઉપર નીચે મુજબ એક ટુંક કાગજ લખી બીજે દીને તેઓ ઉપર મોકલી આપ્યું:—

**"શેઠ બેહરામશાહ બહમનજી લખપતી**

પ્યારા સાહેબ, તકલીફ કાજે દરગુજર ચાહીને જણાવવાની રજા લઉંછું કે તમારે ત્યાંના માહરા ચાલુ અને ધાડા થતા જતા સંબંધે તમારી ખુબશુરત બેટી મેહેરબાઇનો મને ઉમેદવાર બનાવ્યો છે. સબબ, આએ કાગજથી હું તેઓની માગણી કરૂં છું અને મને પુખ્ત આશા છે કે જેવાં ઉંચા મત સાથ મને તમો ચાહતા આવ્યા છો તેવાંજ મતથી આએ માગણી પણ મન્જુર રાખશો. તમારી બેટીને માહરેથી નારાજ થવાનું, તમારાં કુટુંબ સાથની માહરી પીછાંન પછીથી કશું કારણ મળેલું હું જોઈ સકયો નથી. તો, તેમજ હોયજ તો મને માનવાને કશી આંચકી નથી કે તમારી બેટી માહરી માગણી કબુલ રાખશે. જવાબની રાહ જોઉં છું. એજ અરજ."

લા૦ હું છું તમારો સદાનો
તાબેદાર સેવક,
**ધનજીશાહ અરદેસર એસકી,**

બે કલાક રહીને મને આએ ચીઠીનો જવાબ મલ્યો. એ બે કલાક મને બે દીવસ જેવા લાગ્યા. માહરો "સીપાઇ કયારે આવે!" એવા વીચારમાં મેં તેટલો વખત કંટાલા સાથ પુરો કીધો. અંતે સીપાઇ આવ્યો, અને મને એક કાગળ આપ્યું, પણ હજી તો હું તેનું સરનામું વાંચીને ઉખેલું તે અગાઉ "સરકાર, એક પગડીકા આપપે દાઅવા હોતા હએ" બોલી તે હસી પડયો. હું ચેતી ગયો કે તેઓ તરફથી કાંઇ શુભજ વધામણી આવી છે. મેં "અચ્છા, ઠીક હએ" કરી જવાબ આપી પેહલાં કાગળ ઉખેલ્યું, જેમાં નીચે મુજબ લખેલું હતું:—

"**નેકનામ ભાઇજી સાહેબ ધનજીશાહ,**

જત, તમારી ચીઠી પુગી છે, અને વાંચી રોશન થયો છું, જવાબમાં લખવાને ખુશી છું કે માહરી લાડકી બેટી મેહેરને તમારો કાગળ વંચાવી ખુશી પુછતાં, તમો જેવા એક લાયક અને સદગુણી જુવાનને પોતાના ખાવંદ તરીકે કબુલ રાખવાને તેણી જીગરથી ખુશી છે. વધારામાં માહરી તરફથી જણાઉં છું કે તમો જેવા વિવેકી વરતણુંકવાલા ચંચલ જવાંનને માહરા જમાઇ તરીકે કબુલ રાખવામાં હું પોતાને માન સમજુ છું. મેહેરબાંની કરી સાંહાંજે મલી જવાની તસદી લેશો. જમશેદ પણ તમારી આએ માંગણીથી ખુશી થઇ પોતાનો સંતોષ જાહેર કરે છે. એજ વીનંતી."

**લા૦ બેહરામશાહ બમનજી લખપતી.**

આએ કાગજ વાંચતાંજ માહરી હર્ષિત લાગણીઓ અજાએબ જેવા આકારમાં માહરાં આખાં દીલમાં પ્રસરી ગઇ. જેમ

એક, એ ત્રણ દિવસનો ભુખ્યો માણસ અન્નની તાંણમાં તવળે છે અને જ્યારે તેના પાસ એક સુરીયાણું ખાતું હાજર થાય છે ત્યારે તે જોઇ તેની ભુખ મરી જાય છે તેમ લખપતી શેઠના જવાબની અગાઉ માહરી હાલત એક ભુખ્યા જેવી હતી પણ તેવણનું આ ખુશી ભરેલું કાગળ વાંચી મારી સર્વ ખુશાલી જાણે એકદમ દફે થઇ ગઇ હોય તેમ હું એક ગંભીર માણસ બની ગયો ! મેં ખુદાનો ઉપકાર માન્યો, અને જેવી આએ કામમાં તેણે મને મદદ કીધી, તેવીજ ફતેહમંદીથી શાદીનું કામ પણ પાર પડે એવી દુવા ચાહી.

લખપતી શેઠનું કાગળ લાવતાં માહરા સીપાઇએ એક પાઘડી મેલવવાનો જે હસ્તાં હસ્તાં રમુજમાં દાવો કીધો હતો તે વાત તેણે કેમ જાણી તેનો ખુલાશો પાછલથી–માહરી મેહરાંનાં કેહેવા મુજબ–એમ જણાયો કે જ્યારે મારૂં કાગલ બેહરામશાહે મેહરને વંચાવી તેણીની મરજી પુછી ત્યારે તે કોઇક સંજોગે ઓરડાના ખુણામાં હોવાથી એ ભેદ પાંમી શકયો હતો ! મેં તેની માગણી મુજબ રૂ ૧૫ ની એક સોનેરી કોર સાથની સુંદર પાઘડી મારી ફતેહ તરીકે તેને ભેટ આપી હતી.

સાંહજે હું માહરા સસરાની મુલાકાતે ગયો. હમેશાં જેવાં છુટાપણાંથી હું જતો હતો, તેથી જુદીજ રીતના ખુદરતી નમન સહિત જવાનો માહરો આએ સપર પેહલો વખત હતો. જો કે જીગરમાં હરખ કુદકરા મારી રહયો હતો, પણ બાહેરનો લગાર શરમનો સાહયો ફરી વળ્યો હતો !

મહને જોતાંજ માહરા સસરાએ એક જમાઇને છાજતાં માન સાથ મને આવકાર આપી પ્રિતથી "શેકહેન્ડ" કરી. માહરો લાયકીવાલો દોસ્ત જમશીદ, પોતાના બંધેવી તરીકે

મને મુબારકબાદી આપવા લાગ્યો. એ મુલાકાતને દરમ્યાન બેહરાંમશાહે માહરી સાથ છુટથી વાતચીત કીધી, અને તેઓથી છુટો પડતી વેલા, તેના શારાઉંશ તરીકે હું એટલો હરખ ઉપજાવી શકયો કે તેઓ માહરે માટે મોટું માન તથા મગરૂરી ધરાવે છે.

તેઓથી છુટો પડયા પછી મેં માહરી ભવિષમાં થનારી મોહોરદાર મેહેરાંની મુલાકાત લીધી, કે જ્યારે "ભલે આયા માહરા પ્યારા ધન"નાં મધુર વચનથી તેણીએ હસ્તે મોઢે માહરાં "ઓવરણા" લઇ બધા "ઉવા" આપી દીધા!!!

ટુંકમાં, માહરી આએ મુલાકાત પછી એક અઠવાડયું પણ નહીં વીતે એટલાં અમો અદરાયાં અને ત્યાર બાદ માત્ર એકજ માસ વીતવા દઈ પતેટી ટાંકણે અમારાં લગન થયાં. માહરા લખપતી સસરાએ એ વખતે એટલા દુલ્લા જીવથી ખરચ કીધો હતો કે જાણે એક રાજકુંવરનાંજ લગન હોય. મુંબઇના ગવરનર અને તેમનો રસાલો, હાઇકોર્ટના નામદાર જડજો, મેજીસ્ટ્રેટો, કલેકટરો ઇત્યાદી-ઇત્યાદી મોટા ઓધ્ધેદારો તથા "બડેખાંઓ"ને ખાશ નોત્રાંથી સાહાજનની મીજલસમાં અને ખાનાં માટે નોતર્યા હતા. જે સુંદરીને માટે મેં ભારે હેજગારી સોસેલી તેણીને એવી રીતે મોટી ધામધુમ સાથ મારે ઘેર લઇ આવ્યો. એ વખ્તે માહરી ખુશીથી છલછલ થતી છાતીમાં કેવા ઉભરાઓ જોશ બતાવી રહયા હતા તેનો શાહેદ તે કીરતાર સીવાય બીજું કોઇ નથી.

અંતે લગન પુરાં થયાં—જે સુંદર સુંદરીનો હું ઉમેદવાર હતો તેણી માહરી માયાળુ મોહોરદાર બની—માહરી હાલત ફરી ગઇ—પેહલાં જે ઘેરમાં હું એકલો, અટુલો અને

વાએજેહાંન ઝુરતો હતો તે ઘેર હવે માહરી મેહરાંનાં પવિત્ર આગમનથી દીપતું બન્યું—અને ટુંકમાં, માહરી કુંવારી જીંદગી ફેરવાઇ જઈ સંસારી જીંદગી શરૂ થઇ!

સંસારી જીંદગી!

પ્યારા વાંચનાર! એને માટે તેં શું વિચાર્યું? અરે! એ બોલવાને જેટલી સેહેલી લાગે છે તેટલી ઉપાડવાને નથી. ઓ ખુદા! જો સંસારી જીંદગી આપે તો સારીજ આપજે, અને નહી તો બેહતર કે તેમ કરવા અગાઉ તાહરી દરગાહમાં તેડી લે.

વિજળી સમાન દિવસો વ્હેતા ચાલ્યા.

એક પલકારામાં એક વરસ વહી ગયું, એ અરસામાં માહરી વ્હાલી મોહોરદારે એક ગોલાબ જેવા ખુબસુરત બેટાનો જનમ આપ્યો. મેં આએ ખુશાલીની વધાઇ તરીકે સગાં-વ્હાલાં અને મિત્ર-મંડળમાં જલેબી વ્હેંચી તેમને એક મોટું ખાણું આપ્યું. વળી મીસીસના હોકમથી "બુચા-બાવા"ની ખાશ માવજત માટે બમે આયાઓ રખાઇ. એજ દિવસે એક બીજા ખુશીભર્યા બનાવે મોટો વધારો કીધો હતો. પરણ્યા અગાઉ હું ડાકટર થવાનો અભ્યાસ કરતો હતો, જેમાં આએ વરસે હુ પેહલીજ પરિક્ષામાં ફતેહમંદ નિવડયો. વધુ અજાએબ જેવું તો એ હતું કે જે દિવસે માહરી મીસીસ વ્યાઈ, તેજ દીવશે માહરી પરિક્ષાનું પરિણામ જાહેર થયું કે જેથી એક ખુશાલીમાં બીજીએ વધારો કીધો હતો. એ દિવસની માહરી અને માહરી મીસીસની ખુસાલીનો પાર ન હતો. તેણીને એક બેટાની ઉમેદ હતી તે બર આવી અને તેજ દિવસે માહરી ઉમેદમાં હું પણ ફતેહ પામ્યાથી એ બેઉ બનાવની ખુશાલીમાં

મેં ખાનું આપ્યું. બુચાના મમાઇ (માહરાં સાસુ) તો એ બનાવને બુચાના બખતાવર પગલાંની એક શુભ નિશાંની ગણવા લાગ્યાં, અને જમવા આવેલાં પહરોણાંઓમાં વડાઇ લેતાં કે- "માહરો ગોલાબ એવે પગલે આયો કે બાવાને રોજી દેખાડી આપી !"

ડાકટરપણાંની સનંદ મેલવ્યા પછી મેં ભારે ભપકામાં એક મોટું દવાખાનું ઉઘાડયું, અને ધંધો શરૂ કીધો. માહરી મોહોરદારની ફરમાશથી ખાસ વેલાત ખાતે "ઑાર્ડર" કરી માહરા ધંધાને લગતું એક સુન્નેરી હરફનું ભપકાબંધ પાટીયું કોતરાવી મંગાવ્યું, અને માહરા બંગલાના "કમ્પાઉન્ડ"ની બહાર બહુ દમામથી લટકાવ્યું. એ પાટીયું નીચે મુજબ "બડા ઠાઠ" માં "ફેશનેબલ" હતું—

"આંખ તથા કાનના દુઃખ-દાયક દરદોના ખાશ

**ડાકટર ધનજીશાહ અરદેશર એસકી.**

**(એલ એમ. એન્ડ એસ.)**

એલફિન્સટન સર્કલ, કોટ, મુંબઈ."

માહરા આએ ધંધામાં પેહલાં જો કે હું ઘણો ફાવ્યો નહીં, તોપણ અંતે પેપરો વિગેરેમાં ચાલુ જાહેર ખબરો આપવાથી લોકોની જાણમાં વધુ આવતો ગયો, અને રફતે રફતે માહરી ગ્રાહાકી એટલી વધવા લાગી કે જો કે માહરા ધંધાનું કશું બંધણ ન હતું તોપણ દરરોજ સારી રકમ મેલવવાને હું શકિતવાંન થતો ગયો.

દિનપર દિન માહરા ધંધાની સાથ માહરા સંસાર-સુખની પણ ચઢતી થતી ગઇ. માહરી મોહરદાર મારી ઉપર કંઇ

એટલો પ્યાર રાખવા લાગી કે મેં પુર ખાત્રીથી માન્યું કે માહરા જેવો સુખી માણુસ આખી દુનિયાંમાં નહીં હશે. હમેશાં અમો બહુ એખલાસથી રેહતાં, અને મારો એકબી બોલ તુરત બજાવવાને તેણી કદી પણુ પંછાત પડતી નહીં. વળી મેં પણુ તેણી જોડે ઘણીજ મમતાભરી વરતણુંક રાખી હતી. જેમ તેણી મને માન આપતી તેમ હું પણુ તેણીનો પડતો બોલ ઉંચકી લેવાને ચુકતો નહીં. હું સારી રવેશે સમજતો હતો કે આએ સંસારમાં એક મરદની સુખી જીંદગી તરીકે સ્ત્રી એક મોટો અને મજબુત ટેકો છે. એટલુંજ નહીં, પણુ "સ્ત્રી અને, આએ દુનિયામાં ઉપજતું સુખ" એવા નામનું એક રસીલું ભાષણુ પરણ્યા અગાઉ આપણી જાણીતી "રાહનુમાએ માજ-દીઅસની સભા" તરફથી "ટાઉનહાલ"નાં જાહેર દિવાનખાનાંમાં મેં આપ્યું હતું.

માહરાં લગન પછી બે વરસ માહરી મેહરાં સાથના પ્રિત ભર્યા એખલાસમાં કયાં ગુજરી ગયાં તે અમો જાણી શકયાં નહીં, પણુ અમારો એ ભલો એખલાસ અદેખા જમાનાની આંખમાં વધુ વાર જોવાઇ શકાયો નહીં, અને કોઇબી રીતે અમો બન્ને સુખી ધણી-ધણીઆણી વચ્ચે ફાટફુટ પડવાની સરૂઆત તરીકે માહરી મેહરાંને ખોટી-ખોટી નકલખોર "ફેશીનો" કરવાની તબેહ પડતી ગઇ, કે જેમાં તેણી માહરો ખરા પરસેવાથી પેદા કીધેલો પૈસો પાણી સમાન વેરવા લાગી. પેહલાં તો થોડુંક સુધી મેં તેણીને સમજાવવું ચાલુ રાખ્યું, પણુ નહીં; મારાં બોલવાની કસી અસર થઇ નહીં. હવે હું કંટાલવા લાગ્યો. હવે ગોયા માહરો આજ સુધીનો રોશન સિતારો દીનપર દીન માઠી હાલતમાં પેવસ થતો ચાલ્યો, અને

એવીજ બરગસ્તી ભરેલો વખત ચાલુ રહયો તો આગલ જતાં બહુ સંકટ ભરેલા દહાડા આવશે એવું મેં હવડાંથીજ ભવીશ વરત્યું.

"શોહલાકાકાની શીરીનબાઇએ ચટાપટાનો પોલકો સીવડાવ્યો તો શું મેં નહીં સીવાડવો?"—ખરશેદજી ખરિયાખાઉની ખટલીએ ચોતરીસ રૂપિયે વારની ઉંચી મખમલનાં ફુલ ટાંકયાં તો શું હું નહીં ટાંકું?—"રેડીમનીના રતનબાઇ માહરા કાકાની છોકરીનાં લગનમાં કેવી સરસ સુન્નેરી ધારીનો "જુબીલી-સીલક" નો પોલ્કો પેહરી આયાંતાં, જો વારૂ ધનજીશાહ-તેવો એક મને અપાવો?" "પીરોજશાહ પટપટિયાની પીલાંમાએ કેવી સરસ સલીવાલી ખુલ્લા ગોલાબી રંગની નવી નીકલેલી ફરમાસુ ગાજની સાડી લીધી, મને તો તમે તેવી નથી અપાવી? ઇત્યાદી-ઇત્યાદી અજાએબ જેવાં હોંફરાઓ સાંભળતાં માહરો જીવ બેચેન બનવા લાગ્યો. બસ આવી જઇને "પેલું અપાવો-ઓલું અપાવો, હલકુંજ પેહેર્યુ-ભારી નથી પેહેર્યુ" એજ વાત! વળી જો ના કહું તો બાઇ સાહેબ બે દિવસ સુધી રીસાઇ રહી બોલે નહીં. અને ઉપરથી તાંણો મારે કે "અરે જાઓ, તમે નહીં અપાવો તો શું થયું; મારાં માએ-બાપ કાંઇ તોડાલ-બોંડાલ છે કે? તેવણુને "જી" તે તેવણુની મેહેરબાંનીથી ઘણુંબી પેહેર્યુંચ ને હજુરબી પેહરસ. તમે એમ ના જાણુતા કે મારા વગર એને બીજું કોઇ અપાવનાર નથી. ખોદાય રાખે માહરા બાવાના હાથ લાંમબા છે. નાંધલેથી મોટી કીધી તો શું એટલાંથીજ કચસે? તે બે આસા કંઇ રાખતા બાખતા ના, હું કેહુંચ સાફ! મનમાંજ લાર શું કરતા હોસે! વલી બોલતી નહી તેથી કે?"

"બાપ રે !" મીસીસનું આએ તીખું-તમતમતું અને નરમ ગરમ સંભાષણ પેહલ વેહલુંજ સાંભળતાં સેવકને "બાવા" યાદ આયા ! " નકરી જાણે મારકીટમાંની માછણ !" મેં મનમાંજ વિચરયું. ઠીક ! મોટાની છોકરી લાયા તે તો એમ અત્યારથીજ નાચી બતાવતાં દેખું ! વારૂ ફીકર નહી-ઇનિસાલ્લાતાલા-એબી વખત જતાં સુધરી જશે." સેવકે સબુરી અખત્યાર કીધી !

મીસીસ સાથનું આએ સપર પેહેલું ધરણ તો ગુપચુપ બેસવાથી એટલાંમાંજ પતી ગયું, પણ એમ ઘણાં દિવસ ચાલી શક્યું નહી. માહરા મરનાર પિતાના વારસામાં મને મલેલી પંદર હજારની રકમમાંથી લગભગ સાત હજાર રૂપીઆ તેણીના એવીજ રીતના શોખમાં માત્ર બે વરશમાં ખરચ્યા હતા, પણ તે તો તેણીની ખાતરમાંજ નહીં ! જ્યારે હું તેણીને એ બદલ યાદ દેવાડતો ત્યારે બાઇ સાહેબ તો નાકનું ટીચકું મી• કેખુ-શરો કાબરાજીના "નીંદાખાનુ" નામના નાટકમાં આવતી "નાજાંમાય નસકોરૂ"ની માફક રાઇની ઝેણ ચઢી હોય તેમ ચઢાવી બોલતાં કે—"મરે રે ! મુવું એ તે દુખ રોજ ઉઠીને કેમ વેઠાય ? ઓ લે રે ! ધમ દઇને ધોતાર ધણીએ સાત હજાર રૂપરડિનો ખરચ કીધો તે વલી કહી બતાવેચ ! વાય વાય ! તમારી બઇરીનો ખરચ તમે નહીં કરો તો કોણ કરે ! જો વરી !"

"તે ખરૂં છે માહરી પ્યારી," મેં લગાર નરમ-નરમજ ચોબા આપવામાં ડાહપણ વીચારયું. તમે કહયું તે ખરૂં-માણુ-સનો શોખ છે તે ખદચીયે, નહીં ખરચીયે એમ નહીં પણ તે ખરચવાનીબી હદ જોઇયેની ડીયર ? એક કાહારેનું હોય તો

ચાલ્યું જાય, રોજ એમ આપણે ગરીબ માણસને પરવડે ! એવો દિવાલ્યો ખરચ તો રાણિ વિકટોરિયાનાં કુટુંબમાંબી થતો નહીં હશે."

માહરા એમ બોલવાથી મીસીસને તો જબરો ગુસ્સો લાગ્યો, જેથી "દીઅર" તો આખો દાહરોવેર રીસાઈ રહી બોલ્યાં નહીં. મેં જોયું કે હું કાંઈ ખોટું કામ કરતો નથી અને ઉલટો સારી સારી રાહા બતાઉં છું એટલે મેં તેણીનાં આએ ગુસ્સાની દરકાર કીધી નહીં. સાંહાંજે "બેન્દસ્તાંદ" પર ફરવા જવા સારૂ રાએતા મુજબ દરવાજા આગલ ગાડી આવી ઉભી અને "કોચમેન" ઉપર બોલાવા આયો, તોપણ "બાઇ સાહેબે" તો "ગાડી પીછે લેકર જાઓ, મેરે જીકુ અચ્છા નહીં" કરી પાછી ફેરવાવી. પણ મને બાહેર જવું હતું સબબ, આપણે તો પરણ્યા પછી પેહલીજ વખત મીસીસ વગર એખલા ફરવા ગયા.

જો કે હુંબી આજના સુધરેલા શોખોનો શોખીન હતો, તોપણ એટલો બધો નહીં કે આપણી ગજા ઉપ્રાંત ખરચ કરીને, માહરી મીસીસનો શોખ તો અવધી કરતો હતો. પરણ્યા પછી મેં તેણીને માટે મારી પંદર હજારની પુંજીમાંથી લગભગ અરધા રૂપીયા ખરચ્યા, પણ તે તો બાઇ સાહેબનાં મનમાં કે ચીતમાંજ નહીં. જાણે પૈસા ઝાડપરથી ડબાડબ બોરનાં ડબ્બાઓ ખરી પડે તેમ પડતા હોય, એવોજ ખ્યાલ તેવણને હોયલો દીસતો હતો. કાંઇ નહીં ગણાય એટલી નવી નવી તરાંહ અને ફેશીનની મોટી કીંમતની સાડીઓ-સંખ્યાબંધ પોલકાઓ (જેઓ કપડાં કરતાં સીવાંમણમાં મોઘા હતા !) અને તેવાજ ઉંચા કીમતી રૂમાલો-વેલાતી રેસમી મોજાંઓ-"પીકસ" પાડવા

માટે જાતજાતનાં વેલાતી તેલો ઉપરાંત "બ્રુમીન" અને બીજા જાણીતા મેકરોનાં ઉંચાં અને કીમતી સુગંધી "સેન્ટો" ઉપરનો તેણીનો મોઢે માંગ્યો શોખ મેં પુરાવ્યો. વળી દાગીના તરીકે એક મોતીની માળા-એક સુંદર પોંહચીની જોડી, અને બીલીયાંન તથા બીજાં કીમતી જવાહીરનાં "ઇઅર-રીંગો" (એરીન) બાંગડીઓ, વીંટીઓ ઇત્યાદિ-ઇત્યાદિથી પણ મેં તેણીને નવાજ્યામાં કશીબી બખીલાઇ કીધી નહીં હતી, અને તેટલું છતાંબી ચોર તો હુંનો હુંજ! તલ જેટલું ઓછું પડયું કે જોઇજ લેવો મીસીસનું મોહડું! જાણે એરંડીયું પીધું હોય તેમ મોહું કવડું ઝેર જેવું બનેલુંજ છે.

"એન્દરસ્તાંદ" તરફ લટાર મારીને હું સાહડા સાતને અમલે પાછો ઘેર ફર્યો. જોઉં છું તો હજી મીસીસનો ગુસ્સો ઉતર્યો નહીં હતો. રોજ જમવા અગાઉ તેવણ "પ્યાંનો" ઉપર જગ્યા લેતાં તો આજે તેબી નહીં. આઠ વાગ્યા, હું સમજયો કે હવે તેવણુનો ગુસ્સો ઉતરસે અને જમવા સારૂ ઉઠશે, પણ નહીં: તેવણ તો મારી સાથ રીસાઇને ઘોલીઆપર જઇ ઓઢી પોઢીને રીસાઇ સુતેલાં હતાં તે હજી ઉઠયા નહીં! અંતે નવ વાગ્યા. હવે તો મારૂં પાકીને પલેથર થઇ ગયું. હું લગાર ચીરડાઇ બોલ્યો, "લે ઉઠની, મેહેર-મેહેરાં! નવ વાગી ગીયા જમવા આવવુંચ કે નહીં! પેટમાં આગ પડીચને?" મને આશા હતી કે કાંઇ ગુસ્સા ભરેલો એકબી પણ જવાબ મળશે, તો તેમાંબી હું ઠગાયો. બીચારી જાણે કેવીક ભર ઉંઘમાં પોઢી ગઇ હોય તેમ "સસ્સેકા તીન પાંઉ" કરી ગુપચુપ પડી રહી હતી!

બીજી કોઈ વખતે હતે તો હું તેની દરકાર નહીં કરતે, અને જેમ સાંહજે ફરવા ચાલી ગયો તેમ ચાલી જતે પણ

જમવાની વખતે હું તેમ કેમ કરૂં ? જે મ્હોરદાર સાથ આજ બબ્બે વરસ થયાં સાથે ટેબલપર બેસીને હસ્તાં-રમતાં હું જમેલો તેણીને આજે એખલી નાખીને હું જમવા જાઉં તો માહરે ગલે બુકબી ઉતરે ? કદીજ નહીં. એમ વિચારતો હું પલંગ પાસ ગયો અંતે તેણી માથા સુધી ઓઢીને સુતી હતી તે રગ ખીસાડી તેણી ઉપર વાંકો વળી સમજાવવા લાગ્યો. બાઇ સાહેબ તો એટલાં રીસાયલાં કે હું મોઢાં ઉપરથી જેમ જેમ ઓઢવાનું તાણું તેમ તેમ તેવણ વધુને વધુ ખેંચે! અંતે હું બોલ્યો- "કેમ થયું મેહેરાં, છેકજ વરી નાદાન થાએચ તે સારૂં લાગેચ કે ? ચાલ ઉઠી બેસ, ને મોકું ધોઇ જમવા ચાલ. આજે ખાવાને રાત થઇ ગઇ તે બીચારો જમસો રાંધણીમાં બેસીને ઝુરીઆ કરતો હોસે. પેલા કેખશરૂબી હવડાં ખાવા આવશે. ચાલ ઉઠી જા!" એમ બોલી તેણીના પાંસામાં મેં ગીલી ઘાલી, જેથી તેવણથી હસાઇ ગયું.

"જોજો હં ધનજીશાહ! તમે મારી સાથ ચેરાં ના કાહારતા, નહીં તો હું મોહનામાંથી કંઇ બોલી પરસ પેહલાં ફફરાવીને વરી હવે પટાવા આયા."

"અંહ !" મેં હસતાં હસતાં રમુજથી ફરીથી ગીલી ઘાલીને કહ્યું. "બીચારીને ફફરાવીતો ફફરાવી કે દસ સેર લોહી સુકાઇ ગીયું. આપણે સારી રીતે નહીં ચાલીયે ? આડા ચાલે તેને એમજતો."

"વારૂં-વારૂં જાણ્યુ" મીસીસ ભવાં ચઢાવી બોલ્યાં "શું કંઇ ચોરી બોરી કીધીચકે આડી ચાલી ? વાહ! વાત તો ખાસ્સી. મુંગા મુંગા જઇને જમો-હું નથી આવવાની-નહીં તો કંઇ મારે મોહોડાનું સાંભળશો."

"વળી? મેહેરાં-માહરા પ્યાર! મારી સાથ એમ કરેચ? જો આજે આખો દાહરો તો તેવોજ ગીયો પણ રાતે જમતી વખતેબી તું માહરા સુખી જીવને સંતાપેચ? જો મને ખાવંદ તરીકે ચાહતીજ હોય તો ઉઠ. વેકી જા!" મેં પટાવીને એક ચુંમી લઇ કહ્યું.

"હારે, પેહલાં તમાચો મારીને હવે પસવારોચ" તેવણ બોલ્યાં. "સાંજે તરાંહ-તરાંહનું બોલી બતાવીઉં ને હવે શું કામ પુછતા આયા? મોટો દસ લાખનો ખરચ કરીને ધનીઆંનીને દાગીનામાં દાટી નાંખી કેની તે વળી તમારા બોલ સાંભલશે. તે પેલાં બીજાં આસીબાયલાં જેવાં નહીં જોયાં કે સમજીને મુગાં રેહે, હું તો તમારો એકબી બોલ નહીં સાંભલું. શું મારા બાવાએ એવા બોલ સાંભળવા સારૂ તમારી સાથ મને પરણાવીકે? પરણવાની ગરજ ઉતી તારે તો દાહારામાં દસ વખત માહરી પાસ ફેરા ખાઇ કેવા પેટમાં ભરાઇ જતા હતા, ને હવે બેજ વરસમાં કેમ કંટાળી ગીયા? હજુરતો આખો જનમ લેવો છે તો પછી આગલ "કાશીસંગ" કેમ જશે?

"હવે વરી છેક ઉખરી કે? જરા તો વરનો મહલાજો રાખ? બોલતો નહીં તાંહાં સુધી કે? વારૂ ઠીક છે ત્યારે. આજનો ગુનાહ તો હું મોટા દીલથી માફ કરૂંચ પણ બીજી વખત એવી એવી બોલીઓ બોલી કેની તો તારી વાત તેં જાણી! ચાલ, લે ઉઠ હવે!" એમ અરધી તાંણ અને અરધી નમ્રતાથી સમજાવી લઇ અંતે જમવા લઇ ગયો. સંસાર-ચિત્રનું આએ તો માત્ર પેહલુંજ પગથીયું હતું, અને હજી મોતેબર કામો તો આગળ આવતાં હતાં!

જો કે હું તેણી સાથ જમવા ગયો તો ખરો, પણ વાંચનાર

માનશે? મારૂં જીગર અંદરથી બહુ સંતાપતું હતું. પરણ્યા પછીના બે વરસ કયાં જતાં રહ્યાં તે હું જાણી શકયો નહીં હતો, પણ હવે તો એકેકો દિવસ પાહાડ સમાન લાગતો હતો. કેમકે મેહેર હવે માહરૂં પત કરતી નહીં હતી તે વીચારે હું ઘણો બલાપો કરતો હતો પરણ્યા અગાઉ હું નહીં ધારતો હતો કે એ છોકરી નકલખોર ફેશનોની એક મજબુત હીમાયતી નીકળશે. હવે તો ખેર "બનીસો બની," બીજો ઉપાય શું?

"ફેશીનો" ઉપરનું તેણીનું ઘેલાપણું કેમ ઘટે, અને તેણીનો છેક હદથી બાહેર ગયલો સોખ, પાછો કેમ પોતાની હદમાં આવે તેના ખ્યાલમાં હજી તો હું કાંઇક યુક્તિઓ શોધતો હતો, એટલાં માહરાં કમનસિબે એક બીજો બનાવ બન્યો કે જેથી માહરી પુરીજ બદબખ્તી જાગી.

એ બનાવ તે એ કે એક દહાડે માહરી બેહેન પીલાંમાય સાથ માહરી મિસીસ એક મુસલમીન કાપડિયાની દુકાને ગઇ. સાંભળવા મુજબ એક નવીન જાતનું રેસમી કપડું વેલાતથી મુંબઇ આવ્યું હતું, જે માત્ર તે એકજ દુકાનમાં હતું. દુકાનદાર બીચારો મધ્યમ સ્થીતીનો હશે સબબ, તેની ન્હાની દુકાનમાં ગ્રાહકોને બેસવા માટે માત્ર એકજ ખુરશી મુકેલી હતી, જેની ઉપર માહરી બેહેન પીલાંમાય જતાંવાર જો કે ભોલાઇથી બેસી પડી, તોપણ માહરાં "મોટે ઘેરના મેહેરબાઇ"નાં મનમાં તેથી ઓછું આવ્યું કે "હું ઉભી રહીને એ કેમ બેઠી!" આએ ધુલ જેવી નજીવી બાબદ માટે ઘેરે આવ્યા પછી માહરી મિસીસે વાત છેડી, અને બોલતાં બોલતાં તે એટલી વધી ગઇ કે તેઓ બંને વચ્ચે "મસ મોટો" કજીઓ લાગ્યો. એ કજીઓ સાંભળી માહરો વડો ભાઇ કેખુશરો (કે જે સુધારા સંબંધી

યમ વિચારનો હોવાથી માહરી મિસીસની "ફેશીનો" તરફ ક્રારની નજરથી જોતો હતો તે) વચ્ચે પડયો, અને માહરી સીસની સાંમે થવાથી તે નાપાક કજીઓ વધી પડયો.

એ ત્રણેનાં લાગેલાં ઝુંમટમાં હું ચોથો સમાધાની કરવા મિલ થયો, પણ વાંચનાર તું માનસે? માહા-માહા પ્રયત્નો ી જોયા પણ માહરી મિસીસ અને ભાઇ-બેહેનોનું બોલવું : નહીં. પણ વધતુંજ જાય. અંતે હું ચીરડાઈ ગયો. તોબી રજ ધરીને મેં માહરા વડા ભાઇનો હાથ ખેંચી, તેને દૂર વાના ઇરાદાથી કહ્યું કે—"ભાઇ કેખુશરો, એ બંને તો દાન છે પણ સાથે તમો મુરબી ભાઇ પણ નાદાન બનો છો? ાસ-પાસના લોકો શું વિચારશે તેનો તો કંઇ ખ્યાલ કરો?" ણુ બસ-થઇ ચુકયું! માત્ર એ બે વાકયો શિવાય મેં તીજો ક હરફ કાહાડયો નહીં એટલાં તો ભાઇનું માથું ફરી ગયું- ી અજાએબ જેવી ઝાંઝ ચહડી; ખુદા જાણે એ અરસામાં હરે વિષે તેને શું હલકું મત પેવસ થયું હતું તે બસ ાટલા બોલવા ઉપરથીજ લઇ ઉઠયો. મને તરાહ-તરાંહનાં લો બોલ્યો, કે જેવા મેં માહરા સગા બાપને માહડેથી પણ ભળ્યા નહીં હતા.

માહરો ભાઇ થયો તો શું થયું પણ માહરા પોતાના ાર વાંખે એ કડવા શબ્દો હું શાંખી શકયો નહીં. જેથી હું ી શામે થયો. તેના અંજામ તરીકે એવો છેડો આવ્યો કે ે તેજ દિવસે હું તેઓથી છુટો પડયો. જો કે તેમ કરવામાં માહરૂં ઘણું નુકશાન કરી લીધું. કારણ કે માહરા પિતાના રણ પછી તેમની રોકડ પુંજીમાંથી પંદર પંદર હજાર રૂપિયા હમોએ ત્યારેજ વ્હેંચી લીધા હતા, પણ વીલમાં માહરા

પિતાએ એક એવી સરત નાખેલી હતી કે હમો "બેઉ ભાઇ-ઓની હૈયાતી સુધીમાં જે ભાઈ જુદો રહે તેને માત્ર રોકડ રકમનોજ અરધો હીસ્સો મલે અને બીજાં ઇસ્ટેટ ઉપર તેનો કસ્સો હક કે ઇલાકો ચાલે નહીં." એ સરત જો કે માહરા મરનાર માયાલુ પિતા હમો બન્નેને સંપથી રેહવાના એક ફર-જીઆત સાંધણુ તરીકે કરી ગયા હતા. પણ ઉપર મુજબ જયારે મામલો ફેરવાઇ ગયો ત્યારે મેં ધાર્યું કે કોઇની ચાકરી કરી પેટ ભરસ પણ હવે તેઓ સાથ રેહવાય તો નહીજ. બઇરી અભાગણી એવી ભુંડી મલી કે "આજે સમાધાની થાય પણ પાંચે દહાડે પાછું જેતું તેજ." એમ વિચારી હું જુદો પડયો. માહરે લાયક સારી આવક ઉપજી શકે એવા મોહલામાં ઘેર જોવા જતાં મોઘું ભાડું જણાયું, તોપણ તુરત વેલા ઉતારા તરીકે ૪૦ રૂપીયે એક બંગલાનો પેહેલો માર ભાડે લઇ તેમાં જઇ રહ્યા.

આએ નાપાક કજીયાનું મુળ જો કે માહરી મિસીસ હતી, અને ખરી રીતે જોતાં વાંખબી જુઓ તો તેનોજ હતો. તોબી મેં હાલ તુરત "ગલે ગાંઠ ને મ્હોડે ડુચો" મારયો. એવા વિચારથી કે હજી તો ભાઇ સાથની ખટપટમાંથી તુરતનોજ છુટયો છું એટલાં તેને છોડીને કાંહાં ઉભો રહું. એમ ધારી ખાંમોશી પકડીને કોઇ લાયક સમે એ બદલ બે બોલ તેણીને શિખામણના કેહવાને ઠરાવ કીધો.

પણ કસનસીબે, માહરા ભાઇથી જુદો પડયા પછીથી તો મને એવો "લાયક સમો" મળ્યોજ નહી, કેમકે જ્યારે માહરી મિસીસે હવે પોતાને જુદા ઘેરમાં એખલી અને સ્વતંત્ર જોઇ, ત્યારે તો અવધીજ કરવા માંડી. હું ઘણી વાર શેહતાન જેવા

તેણીના બુરા સ્વભાવથી ડરતો-ડરતો કેહતો કે-:"જો દીઅર, એકદમ દીવાલીજ ઉડારવા માંડીચકે? જો જરા આગલનો કંઇ વિચાર રાખ મારાં કલેજાં. " એકજ કોરે વાંહણું વાતું નથી," હજીતો ઘણાં દિવસ લેવા છે. દાકતરપણામાં શું બલ્યું'છ કે તું એટલી મુસ્તાક રેહે છે, ગલીએ-ગલીએ દાકતરો ઉભાઇ જાય છે, અને હજામો કરતાંબી દાકતરો વધી ગીઆ છે તો આગલ કમાણી કયાંથી થાય? પણ નહીં; માહરા બોલવાથી તો ચટકોજ લાગી જતો, અને જાણે મરચાંજ ભભરાવ્યા હોય તેમ શબ્દ-બાણુના કારી તીરો મારે કાને નીચે મુજબ આવીને અથડતા:—ધન! ધનજીશાહ! તમે દિવસ જતે એવા અકજ ને કંજુસ કેમ થતા ચાલ્યા હં? શું ખુદાએ આપ્યું તે રાખી મુકવા? આજે જુવાન જીવને નહીં સુખ દેખાડીએ તો શું ઘરડા થશું ત્યારે સુખ જોશું ને મજાહ મારશું? જાઓ-જાઓ; તમારૂં તો કોઈ મદઇનું ભેજું ચસી ગીઉંચ. માતીડા જેવા માતીડા થયા તો તેટલીબી શુધને શાન નહીં મલે? પણ હું એમ પુછું કે પેહલાં તો તમે બહુ "જૉલી" હતા ને હવે દાહરે-દાહરે એમ ચીથરાં ફાડુ જેવા કેમ બનતા ચાલ્યા."

એવા-એવા ઉંધા-ઉલટા અને ગેરવાજબી જવાબો આગળ માહરી શિખામણ શા વજનમાં? તોપણ હું હવે તો ખામોશી અખત્યાર કરતાં શીખ્યો હતો તેને અનુસરીને ચુપ રેહવા લાગ્યો. મેં નક્કી ધાર્યું કે જ્યાં સુધી એક સજર ઠોકર ખાશે નહીં ત્યાં સુધી તે તેની ગયલી શુધ પાછી ઠેકાણે આવનાર નથી.

એક દિવશે સનવાર હતો. શિયાળાની ખુશનુમાં "સીઝન" હોવાથી જાણીતી " વિકટોરિયા નાટક મંડળી"એ આપણી ટાપુની પ્રખ્યાત નાટક લખનાર શેઠ કેખુશરો નવરોજજી

કાબરાજીની ચાલાક અને કસાયલી કલમથી લખાયલો નાટક "ભોલીજાન, અથવા ધનનું ધાન" કરી બતાવવાની ખાશ જાહેર ખબરો છપાવી હતી. એ ખેલ એક પારસી સંસારી હોવાથી,-અને અગત્ય કરીને મી૦ કાબરાજીએ કરેલા દરેક નાટકો હું જોતો હોવાથી-સ્વાભાવિક રીતે માહરૂં દીલ એ ખેલ જોવા ઉપર દોડયું. મેં એ વિચાર મારી પ્રિયાને જણાવ્યો જે સાંભળતાં તેવણુતો એક પગે તૈયાર થયાં. અમોને ઉપલી ગડબડ પછીથી તુરતનીજ સુલેહ થયલી હોવાથી જરા જલદીજ જમીને બુચાને આયાને સોંપી સાહાડાઆઠ વાગે નાટક જોવા ગયાં. એ વખતે માહરી મિસીસના "ઠઠેરા"નો પાર ન હતો. સાંજે પાંચ વાગેથી તેવણે "ડરેસ કરવા માંડયો હતો, તે હમો ગવા ત્યાં સુધી-જમવાની માત્ર પંદર મીનીટ બાદ કરતા-ચાલુજ હતો !"

નાટકશાળામાં એટલી ગીરદી ભેગી મળી હતી કે હમો મુશ્કેલીથી અંદર દાખલ થઈ શકયાં. મારો વિચાર "સેકન્ડ કલાસ"ની ટીકીટ લેવાનો હતો, પણ મિસીસે બહુ કાલાવાલા શહવારથી ચાલુ રાખેલા હોવાથી મેં તેનો બોલ કબુલ રાખી "ફરસ્ટ કલાસ"ની "સીટ" "રીઝર્વ" કરાવી હતી. એક મોટો નવો પારસી-સંસારી ખેલ તખતા ઉપર પેહલ-વેહલો રજુ થવાની ખબર સાંભળી બીજી કોમો કરતાં પારસીઓ ઘણા ઉતરી પડયા હતા. જેમાના અરધો-અરધ ભાગને "સીટ" નહીં મલયાથી પાછું ફરવું પડયું. અમો નાટકમાં જો કે લગાર મોડાં ગયાં હતાં તોપણ હમોએ સહવારથી હમારી "સીટ" "રીઝર્વ" કરાવેલી હોવાથી જગ્યા મેલવી સકયાં, અને નવને ટકોરે નાટક શરૂ થયો.

પણુ નાટકને દરમ્યાંન એક નવોજ "ફારસ" બન્યો, હજી તો નાટકનો પેહેલો પ્રવેશ પુરો થાય નહીં એટલાં માહરી હમણાં સુધી હસ્તી રમતી મેહરાંનો એકાએક "થોબરો" ચઢી ગયો. હું સમજી નહીં શકયો કે તેને તેમ કરવાનું શું કારણુ મળ્યું હશે. તે માહરા ભણી મોટા-મોટા ડોળા કાહાડી જોવા લાગી. તેણીની આએ અચબુચ હાલત જોઇ મેં ધાર્યું કે- "આપને કંઇ ઓછું પડયું ખરૂં." પણ તેમ ધારવામાં હું ઠગાયો. દુઃખ તો કથુ જુદુંજ લાગુ હતું કે જેનો ઘેરે ગીયા પછી એક મોટું "ધરણુ લાગવા"થીજ ખુલાશો થયો. જ્યારે નાટકમાં મેં તેણીને એમ "થોબરો" ચઢાવી બેઠેલી જોઇ ત્યારે મારો સુખી જીવ અંદરનો અંદર બળવા લાગ્યો કે-"યા ખુદા! શું કમજાત બઇરી છે કે થોડોવાર બહાર જીવ વેરવા સારૂ આવ્યાં તો ત્યાંબી પોતાની બુરી ચાલથી બાળી મારે છે. નથી પોતે શાંન્તિથી જોતી કે નથી મને જોવા દેતી" એ વિગેરે ઘણાંક સંતાપજનક ખ્યાલથી હું ગમખાર બની ગયો. માહરી ખાસ મારો એક દોસ્તદાર બેઠો હતો તે માહરી મિસીસનો આએ તમાસો ટીકયા કરતો હતો, પણ ખરાબ લાગશે એમ વિચારી ગુપચુપ બેસી રહયો હતો એ નાટક એવો રસિલો હતો કે ખચીત, એના જેવો બીજો નાટક મુંબઇ શેહેરના નાટક તખતાપર જવલેજ આવ્યો હશે એવું મને લાગ્યું, પણ કમજાત ઓરતને વસ પડયાથી હું તે માહરી મરજી માફક ધ્યાનથી જોઇ કે સાંભળી શકયો નહીં.

નાટક પુરો થયો કે હમો ઘેર ગયાં. ગાડીમાં માહરી મેહેર એક શબ્દ પણ બોલી નહીં. મે તેણીને ઘણું પુછ્યું કે તેનું એમ કરવાનું કારણુ તો જણાવ? પણુ બસ નહીં તે નહીંજ, એકની બે થઇ નહીં.

ઘેરે ગીયા પછી કપડાં ઉતારી હું મુગો-મુગો પલંગપર ગયો. મેં જોયું કે હવે તેણીને જેટલી વતાવસ તેટલી ભારેોજ માંગશે, જેથી ગુપચુપ પડી રેહવુંજ મેં રાસ્ત વ દુરસ્ત જોયું જ્યારે મિસીસે એવો સમો જોયો ત્યારે તેવણને હવે ચટપટ થવા લાગી, કારણકે ધારવા મુજબ તેવણના મનમાં એમ હતું કે-"ઘેરે ગીઆ પછી મને ઘણી સમજાવશે ત્યારેજ હું એનો ખુલાસો કરસ" પણ તેણીનાં ધારવા કરતાં મેં તો જુદીજ વલણ લીધી. અને હું તો ગુપચુપ સુતો છું એમ જ્યારે તેણીએ જોયું ત્યારે મને બોલાવવા માટે એક તાલ શોધી. એમ તો વાત શરમમાં પડેલી એટલે બોલાય નહીં, જેથી હમો નાટકમાં ગયા ત્યારથી માહરો બુચો રડયા કરતો હતો અને છેડાઇ પડેલો હોવાથી તેણીએ તેનો લાભ લીધો:—

"મરેરે! મરેરે! તમારાં મુવાં બધાનાં દુઃખથી હવે તો જીવ બસ કંટાળી ગીઓચજને" બાઇ સાહેબે બુચાને જોરમાં એક "સ્લેપ" તતડાવી કાહડી કરડાકીમાંજ બોલ્યાં. "મુવાં બધાંનાંજ દુઃખ તે રોજ ઉઠીને કેમ વેઠાય? હું શું જાણું નહીં તો એવાંના ઘરમાં નહીં મરતે!"

માહરી મિસીસ આએ છેલ્લો વાકય ખાશ કરીને મને "ચચરાવા સારૂ" બોલી હતી, પણ તે ઉપર મેં અખાડા કીધા, અને તેણી છેડતીજ શોધે છે તો તેવો લાગ તેણીને નહીં આપવાનો ઠરાવ કીધો. જ્યારે મેં એ બોલનો કશોજ જવાબ નહીં વાલ્યો ત્યારે મિસીસે વળી પાછું લગાર વધુ ચચરે તેવું આગળ ચલાવ્યું:—

"મુવું જરા થયું કે" બબે આયાઓ રાખીચ તે શું કરેચ" તેની ધમકી આપેચ, ને મુવું અહીં તો એવું દુઃખ

પડયું. રાંડો ચોટલા પીખિયો જોવાની છે તેજ તો. મુવું આજે કેટલા દાહરા થયા બ્હાર પગ નહીં કાહાડેલો તે કાહાડીને દીવાલી કીધી તો તાંહમી અમસી આઇ–બાઇઓ સાથ ભુંડી ચાલ ચલાવી જીવ ખાલી મારયો. ઘડી–ઘડી તો કેહેચકે તુંને શું દુઃખ છે, ને હવે કેમ મુંગું–મંતર થવાયું ?"

ત્યાં મને હવે બોલ્યા વગર ચાલ્યું નહીં. જયાં સુધી મિસીસે ભરમમાં તાણાં મારયા ત્યાં શુધી તો સાંભળ્યું, પણ હવે બોલ્યા વગર છુટકો હતો નહીં. જરા નરમ નરમ રીતેજ કકડેલાં ઘીમાં કટલેસ મુકવામાં મેં ડહાપણ વિચારયું, કારણ રાત ગઈ હતી મોટી ને વળી ખુદા ન કરે ને છેડાઇ પડી તો અટોપાવી ભારી ! તેથી હળવેજ રહી મેં ટાહુકો મેલ્યો:—

"શું બોલ્યાં. બાઇ સાહેબ ? એમ કે ? ઠીક છે ત્યારે "જસપર જુતિયાં" તે એનું નામ. મેહેરાં ! હું તુંને તારો સખુન રાખી વધુ "ફી ખરચીને" ફરસ્ટ કલાસમાં બેસાડી લાયે તેનો બદલો કે ? હવે બ્હાનું નહીં મલ્યું ત્યારે ભુચાના નામપરથી મારી ઉપર ઉતરી પડી કે ? મેહેર, મેં કાંઇ આઇઓ–બાઇઓ" સાથ ભુંડી ચાલ ચલાવી ? એ તું શું બોલેચ તેનો કંઈ ખ્યાલ છે ?

"નહીંરે કયાંથી, અકકલ તેટલી નથી તમારામાંજ" મિસીસે તોરમાંજ જવાબ આપ્યો. વલી કેહી તે હજી નકટે નાખે પુછેચ, જાણે જાનતા નહીં હોય તેમ. અરે હારે હા ! હું તમુને ઓલખુંચ સારી રીતે, સમજયા કેની ? તમારા પેટમાં પગ છે તે હું સરવે સારી રીતે જાનુંચ. બગલાની બચું કેઇ તમારી બઇરી થતી'તી કે તેની સાથે નાટકમાં એટલા લોકોની

સામબે તમે હશીઆ ? જરા થઇને શરમબી નહીં આવી કે એટલા લોકો બેઠાચ ને પાસે વાઘ જેવી હું બઇરી બેઠીચ ? બોલતી નહીં તાંહાં સુધી કે? હીંઆ તેવા લાડ નહીં ચાલશે."

"ઓ માહરા બાપ ! અહાહાહાહા !" હું હશીને બોલ્યો. "મેહેર, એજ તારૂં રીસાવાનું કારણ કે? અરે કંઇ જરાતો અકલ રાખ મેહરી, છેકજ છકીને છાપરે જઇ બેસેચ તે સારૂ લાગેચ કે ? બગલાની બચુંબાઇ મને પારકી નથી. તે મારા દોસ્તદારની બઇરી થાય છે એટલે તેની સાથ બોલચાલનો મને વેહવાર છે. આજના નાટકમાં, પેલો હોડીવાલો હુલ્યો પોતાની ગામડીયા ભાષામાં જે રમુજ આપે છે તેથી હું હસ્યો અને માહરી નજર બચુબાઇપર પડવાથી તે પણ હસી એટલું જોતાંજ તારી આંખમાં ઝેર આયું ? જા જા, એમ "છીંકતાં નાંખ કાપુ" જેવી ગત લગાવશે તો આગલ દહાડા કેમ જશે તેનો કંઇ ખ્યાલ રાખી તારી સાથ નહીં હસ્યો તે નજરમાં આવી ગયું કે ?"

"તો નહીં ? તમારી મકદુર શું કે હું પાસે બેઠેલી છતાં તમે બીજી છકેલી વાંદરીઓ સાથ ખીખીને ખાખા કરે. મારી પાછલ તમારૂં પાપ તમે જાણો. પણ મારી નજર આગલ તો હું તમોને બીજી સાથ હસ્તાં બોલતાં નહીં જોઈ શકુંજો. એવા ચાલા—ચસકાજ કરવા હતા તો શું કામ સાથે લઈ ગીઆ ? ભલા લેતી નહીં લેઇ જતે તો તે હજુ પરવડતે."

"ખુદાને ખાતર હવે બસ કર મેહેર," મેં આએ હસવા સરખા પટપટારાથી કંટાળી કહ્યું "તેં તો ભીખાજી ભાખરાનાં હોમલી બાઇનેબી હટાડયાં. તેવણુબી બિચારા ગરીબ ગાય જેવા ભીખાજી ભાખરાને એમજ દરરોજ રાતની વખતે પોતાની

નામચીન વાયજીઓ સંભળાવતાં હતાં ને બાપડાનો "સુખનો જીવ સંતાપમાં" નાખતા હતાં. તેમ હવે તું કરવા બેઠીચકે ?"

"ઓવાયુંરે માહરી ઉપરથી !" માહરૂં બોલવું સાંભળતાંજ મેહેર છછણી પડી. "જોવો હું ધનજીશાહ, તમો એવું-એવું અણુઘટતું બોલીને મને નાં બાલી મારો. ઓવારી નાખુંરે માહરી ઉપરથી હોમલી બાઇને ભીખાજી ભાખરાને સાથ્થે ! મરેરે ! જેનું તેનું જેની તેની પાસે રેહ."

રફ્તે-રફ્તે વાતતો વધવા લાગી, અને લગભગ ત્રણુ વાગવા આવ્યા પણુ આએ ગડબડ બંધ પડી નહીં. અંતે હું કંટાળી પલંગ ઉપરથી ઉઠયો અને આગલા દિવાનખાનામાં એક કોચ ઉપર જઇ સુતો ત્યારેજ મિસીસનું બોલવું બંધ થયું અને જરા નિરાંતે ઉંઘ આવી.

દીસો વેહતા ચાલ્યા.

બોલબોલતતાં ત્રીજું વરશ પણુ નિકળી ગયું, જોકે એ અરસામાં અમો બંને વચ્ચે વારંમવાર લાગતાં ધરણો તો ચાલુજ હતાં તોબી ખુદાની મેહેરથી માહરી મેહેર મિજાજમાં જરા નરમ પડી હતી. બર જહાંનમ, મિજાજ રેહતે તો તે ચલાવી લેતે, પણુ તેની પેલી નકકલખોરી ફેશીન હજી તેણીને છોડી ગઇ ન હતી, પણુ ઉલટી દીવસ જતે વધુ વધતી ચાલી હતી. માહરા સંતાપનું મુળ કારણુ તેથીજ હતું.

એક વરસ બિજું પસાર થયું અને અમો પરણ્યાને ચાર વરશ થયાં. એ અરસામાં માહરી મિસીસે એક છોકરીનો જનમ આપ્યો. માહરૂં એ બીજું ગોલાબ જેવું બચ્ચું-જેનું નામ "દીના" હતું તે-એટલું ખુબસુરત, એટલું ચંચલ અને એટલું ચબરાક હતું કે માહરા વડા દીકરા ફરામરોજ-જેને હમો

લાડથી 'ફરાંમ''ને તુકડે નામે હાંક મારતાં હતાં તેથી–દસ ઘણે ચડતું હતું. ફરાંમ જોકે ઓછો ખુબસુરત નહીં હતો તોપણ તે માહરી ઉપર પડયો હતો અને દીનું નકરી તેની માએનેજ જેવી રંગ–રૂપ અને કદમાં હતી. માહરી એસકી બઈરીએ તે બાંપડાં નિર્દોષ બચ્ચાંને જનમ આપ્યા પછી ભાયગે ચાર પાંચ વખત પોતે ધવાડયું હોય. તેણીને ખુદાની મેહેરથી દુધની તો બરખત હતી, પણ નહીં, બાઇસાહેબે ત્રણ ચાર વખત ધવાડયું નહીં ધવાડયું કરી એક ગોવાનીસ આયા—જે એક દેખાવમાં પણ બાંધામાં નબળી–તેવીને સપુરદ કીધું. મેં ઘણી સમજાવી કે "જો મેહેર, ફુલ જેવાં બચ્ચાને છતે દુધે કાંએ ટવળાવે છે? એક બારગી દુધ નહીં હોતે તો તેને રડીને રેહતે પણ છતી ખુદાની બખશેશ છે તો એક નબળી અને રોગી ઓરતનાં દુધથી તારાં ગુલાબ જેવાં બાલકની ખીલતી દેહ કાંએ લથડાવેચ? તું માય જેવી માય તુંને કશીજ કદર નથી?''

"ઓ લેરે!'' મીસીસ નાખનું નસકોરૂં એક ગજ ઉચું ચઢાવી ટણકો કરી બોલ્યાં. "દીકરીજી સગપણ માંગો તો કેહજે બાવાના ખેતરમાં બલાગત પાકો!'' તેમ હું હાં માહરા જીવે મરી રહીચને એવણને તો દીકરીનું એટલું ચચરતું દેખું ધનજીશાહ તમે દીકરીની એટલી કદર કરોચ તો શું તમુને માહરે વીસે કંઇજ દયા નથી ઉપજતી! હું આજ કેટલી નાતવાંન ને નબલી છું તેનો, તમોને કંઈ ખ્યાલ છે? શું થયું આયા ધવારે તો? જાઓ–જાઓ; માહરી પાસ તમારી એવી લતરાજ ખોરી લભાસ બભાસ ચાલશે નહીં. દુનીયામાં લોકોનાં બચ્ચાંઓને આયાઓ નથી ધવારતી કેની તે એવણનાં બચ્ચાંનું એવણને લાગી ગીયું. લોકો મુવાં મુરખ ને દાકતરો

કહેચ ને ખોટું કે એક નખલી માતાએ પોતાનાં બચ્ચાંને ધવારવું નહીં. અરે ઉલટા વરોએ તો બકરીઓને તેમ ધવારવાથી વાલવીઓ જોઇએ, સમજ્યા ? તમે કંઇ સમજોચ ? ધવાર્યાથી બકરાંઓને તંદરોસ્તીને કેટલું નુકસાન પુગેચ તેનો તમોને જરાબી ખ્યાલ કાંહ છે. તમે ગમે તે કરો, માહરાથી તે બનશે નહીં. હું તો દુધ હોય તોબી નહીં ધવારૂં. લોકો મજાથી આયાઓ વાપરેને બચ્ચાંઓ કયાં વસે તે માએઓ તો બોલકુલ જાનેબી નહીં ને હીયાં છે તે મુવુ બધુંજ રોજ ઉઠીને તું કર ! એટલા હુકમ કોનપર કરોછ ? શું હું વેચાતી લીધેલી લોનડી બોનડી છું કે એમ બધુંજ ગધેરાં વહીતરૂં માહરી પાસ કરાવા માંગોચ ? જવાબ દેવોની હવે કેમ મોનું બંધાઈ ગીઉં." ઇત્યાદિ-ઇત્યાદિ-ઇત્યાદિ.

બોલ પ્યારા વાંચનાર ! હવે હું તેને શું કહું ? હું એક બોલું તો તે દસ બોલીને ઉભી રહે ત્યારે માહરો તો એક બોલ ત્યાં શા વજનમાં ? તેણીના આએ દુઃખીન બોલો સાંભળનાંજ માહરા મનમાં એક સરદ હાય મારતો હું ત્યાંથી ચાલી ગયો.

વળી એક વરશ વહી ગયું, આ પાંચમું વરશ હતું. આ તે વરશ હતું કે જેમાં માહરી આગલા વરશો કરતાં વધુ ખરાબી થઇ-વધુ બીગાડો-વધુ બદબખ્તી જાગી. ઓ તે ભયંકર વર્ષ ! ખુદા, કોઇ હરડતા દુશ્મનને પણ નાં બતાવીશ.

મુંબાઇમાં એકાએક "કાલેરા" ફાટી નીકળ્યો, જેના હજારો નિરદોષ ભોગો વચ્ચે સપર પેહલાં માહરો વડો બેટો ફરામરોજ, ત્યાર બાદ માહરા મેહેરબાન સસરા બેહરામશાહ લખપતી અને તેવણુનો ગમ પકડીને માહરાં સાસુ નવાજબાઇ એ ત્રણેની એક પછી એક આએ જેહાંનથી કુચ થઇ. માહરા

સસરા–સાસુને હું માહરાં માએ–બાપ સમાન ચાહતો હતો અને જો ખરૂં કહું તો મને મોટો સબ્બારો તેમને માટે એ હતો કે તેમનાં મુરબીપણાં તલે માહરી ફેશનખોરી મેહેરને ઘણો આંકોશ હતો. હવે તે આંકોશ જતો રહયો. ભાઇ તો જુદાઇથી જુદોજ છે પણ બાપ સમાન સસરા ને માતા સમાન સાસુ ઉપરાંત એક પેટનાં પ્યારા ફરજંદને ખોહવાનો ગમ હું સહન કરી શકયો નહીં જો કે એ વેલા મેહેર અને માહરા સાળા જમશેદને કાંઇ થોડો ગમ લાગ્યો ન હતો, તોપણ, વાંચનાર માહરી મગરૂરી માફ કરશે કે માહરી પોતાની હાલત ઓછી બતેતર થઇ નહીં હતી.

એ ખુદરતી કોપ મેં બહુ ધાડા દીલે સહન કીધો. માહરી મેહેરે વર્ષ સુધી પિતાનો સોગ પાળ્યો. બાહાર જવું–આવવું તજી દીધું–ખોટી ફેશીનોને તરક કરી અને પોતાના માત પિતાની યાદમાં દિવસો ગાળવા માંઢયા.

પણ તે માત્ર એક વર્ષ સુધીજ બન્યું. હજી તો તેનો વર્ષનો શોગ પુરો થયો નહીં તેટલાં તેણીની નજર પાછી પોતાની આગલી આદતપર ગઇ. હું તો ધારતો હતો કે પોતા ઉપર આએ ખુદરતી સખ્ત ફટકાથી હવે તેણી જરૂર–જરૂર સુધરી જશે પણ તેમ માત્ર એક વરશ વેરજ બન્યું. પાછું તો જેતું તેજ. પાછી આગલી રીતીઓ–આગલી ફેશીનો અને આગલો દોર દમામ ચાલુ થયો, એટલુંજ નહીં; પણ તેમને ગુજર્યાને દોઢેક વર્ષ થયું ન હશે તેટલાં તો તે તેમને ભુલી પણ ગઈ, કે જે અગાઉ આખાં એક વર્ષ સુધી તેમની નૈયતે ખુદ પોતે પતેત ભણુતી હતી! ઓ બુરા શોખ! તાહરો લખ પણ એક બુરામાં બુરા જુગારનેજ જેવો છે એમ માનવામાં આ દાખલા પછી શું શક રેહશે?

વળી પાછી મારા "પૈસાપર પનોતી" બેઠી. વળી પાછા તે પાણી શમાન વેરાવા લાગ્યા. પંદર હજારની પુંજીમાંથી કેલી બે હજાર પણ પુરા માહરી પાસ હવે રહ્યા નહીં તે સાથ ધંધો પણ દિવસે દિવસ આવકમાં ઉતરતો ચાલ્યો, ઘરાકી પણ ખુટવા લાગી; અને આગલ જે પાંચ પૈસાની સારી આવક થતી હતી તેમાંથી હવે મહીને દહાડે પાંચ પૈ પણ બચાવવી મુશ્કેલ થઇ પડી તેના રાત-દિસનાં હાય અફસોસમાં હું આવી પડયો.

એ ગડબડમાંથી હું પરવારૂં નહીં તેટલાં એક બીજી નવી ગડબડ જાગી. માહરા સાળા જમશેદને મિલ્કતમાંનો ફાળો વેંચી લેવા સંબંધી માહરી મેહેર સાથ વાંધો ઉઠયો. એમાં વાંક જમસેદનો નહીં પણ મેહેરનો હતો. એ વાંધો એ ઉઠયો કે માહરા મરનાર સસરાએ પોતાનું વિલ મરવાની એક વરશ અગાઉનું કરી મુકેલું હતું તેમાં તેવણની દોહોડ લાખની પુંજી-માંથી માહરી મેહેરને માત્ર પચીસ હજાર રૂપીયા રોકડ મળે એમ જણાવેલું હતું અને બીજી રોકડ પુંજી તથા ઇસટેટ ઉપર તેમના એકલા વારસ જમશેદનો હક તથા દાવો રજુ કીધો હતો. એક દીકરીને પોતાનો બાપ ન્હાંણપણથી પાલી પોશી મોટી કીધા પછી પરણાવી આપીને મરતી વેળા રૂપીયા પચીસ હજારની મોટી રકમ વારસામાં આપી જાય એ કાંઇ ન્હાની બખશેશ ન હતી, તોપણ, માહરાં "મોટે ઘેરનાં તેમજ મોટાં મનનાં મેહેરબાઇ"ને આ વાત રૂચી નહીં! તેવણે પોતાના ભાઇ સાંમે મરનારની સરવે મિલકતમાંથી બરાબર અરધો હીસો-યાને પોણો લાખ રૂપીયા મેળવવાનો પોતાનો વાંધો જણાવ્યો, પણ તેથી તો ઉલટો ઝગડો વધી પડયો મેં વચ્ચે

પડી સમજાવી કે "જો મેહરાં, એમાં વાંખ તાહરો છે. તું કાયદો જાણુતી નથી. એક મરનાર પોતાના વિલમાં જેમ ફરનાવી જાય તેમજ ચાલવું જોઇએ. જો એક મરનારની મરજી વીરૂદ્ધ તેના વારસો ચાલી શકતા હોય તો પછી વીલ કરેજ શું કામ? માટે માહરૂં માન ને પચીસ હજારની જે રકમ તાહરો ભાઇ આપવા માંગે છે તે કબુલ રાખી આપસ–આપસમાનો ઉઠેલો બખેડો દાબી નાખ." પણ નહીં. મિસીસે એક વાર જે ચાહ્યું તે થવુંજ જોઇએ તેમ નહીં ગણુકારતાં તેવણુ તો લાગલાં મી૦ ધરપચશાહ બેરીસ્તરની આફીસમાં દોડયાં, અને લાગલી બીજે દીને પોતાના ભાઇ ઉપર પોતાના પીતાના વારસામાંથી બરાબર અરધો ભાગ મેલવવાની બાથ ભીડી ફીરીઆદી માંડી.

ઠેડવેલે દીવસે કોર્ટમાં કજીઓ નીકલ્યો. તકરારપર તકરારો ચાલી, પણ આખરે જડજે કજીઓ ઉડારી મેલ્યો. કારણુકે મરનારનું વીલ કોર્ટમાં રજુ કરવામાં આવ્યું, જેમાં "દીવાની જોત જેવું ખુલ્લું લખ્યું હતું કે "માહરી બેટી મેહેરબાઇને માહરી કુલ મીલકતમાંથી રૂ. ૨૫૦૦૦) રોકડા આપવા અને બીજી કુલ અસકયાંમત ઉપર માહરા બેટા જમશેદજીનોજ હક રેહશે." કજીઓ હાર્યા છતાંબી તેવણુ હજી ધરાયા નહીં તથા માહરી મીસીસે પોતા તરફથી રોકેલા બેરીસ્તર મી૦ ધરપચશાહે પોતે વધું નાણાં ખાવાના લોભે ઉંશકેર્યાથી તેણીએ ઉપલી કોર્ટના ચુકાદા ઉપર નારાજ થઇ હાઇકોર્ટમાં અપીલ નોંધાવી. પણ અપીલ કોર્ટથી પણ તેણીને લાભ મળ્યો નહીં. કોર્ટે સાફ ખોલ્લે ખોલ્લી રીતે નીચલી કોર્ટનો ચુકાદો બ્હાલ રાખ્યો. એ રીતે માહરાં ડાહ્યાં મિસીસે પોણા લાખનો ફાલો મેલવ્યો

તો નહીં પણ તે ભલા પીતાએ રૂ. ૨૫૦૦૦)ની જે રકમ આપી હતી, તેમાંથી અરધો અરધ ઉપર આ લડાલડીમાં ખરચીને ઉલટી ઘસ ખાધી.

આ મુકદમાં પછીથી મારી મિસીસ અને માહરા સાળા જમશેદ વચ્ચે, વાતચીત તો શું કે એકમેકનાં મોહડાં જોવાનો બી વેહવાર રહયો નહીં. જમશેદ આ વેલાએ બેરીસ્તર થવાનો અભ્યાસ કરતો હોવાથી જ્યારે આએ મુકદમામાંથી તે પરવાર્યો ત્યારે તેણે પોતાના પિતાની મિલકતનો વિમો ઉતરાવી એક અંગરેજ કુંપનીના સ્વાધીનમાં આપી અને પોતે રોકડ પુંજી લઇ વેલાત ઉપડી ગયો.

અહીં હવે માહરા "મોટે ઘેરના મેહેરબાઇ"નો વરઘોડો પાછો શરૂ થાય છે. બાવા બખશેશ કરી ગયલા ૨૫૦૦૦) રૂપીયામાંથી અરધો અરધ રૂપીયા ભાઇ સાથની મોહકાણમાં "ચણાં દાલીયા" કીધા પછી બાકી વચેલા નાણાંને હવે તેઓએ પોતાનાં શોખ ઉપર ભોગ આપવા માંડયો. મેં સમજાવી કે "જો જીગર, અરધા તો ખરચ્યા પણ એટલા નાણા લાવ મને આપ હું બેંકમાં મુકું તો ખાસ્સું બ્યાજ આવશે. આપણે ગરીબ માણુશ, વખત છે, ભવીશ કેવું છે કેવું નહીં તો અડીભીડીએ કામ લાગશે. તારા ઘેલા શોખ આગલ તો એ બે વરશબી પુગશે નહીં. હું કંઇ થોડોજ મારા લાભને વાસ્તે માંગુચ પણ હું તો તારા સારા વાસ્તે કેહુંચકે તુંનેજ તારાં બચ્ચાંઓ સાથ કામ લાગશે."

"તો તો! તેમાં શું પુછવું જોઇએ." મિસીસને માહરી સુન્નાં જેવી સલ્લાહ માફક નહીં આવવાથી ભડકી ઉઠયાં. "બસ જરા થયું કે પેટીમાં મુક ને બેંકમાં મુક, જીવને તો મુવું

સુખ દેખારવુંજ નહીં. ધનજીશાહ, તમારૂં પોતાનું ખરચું તેમાં તો તમો વાંધો લેતાજ આયાચ પણ માહરા બાવા તરફથી મલેલા વારસામાંથી હું મારે મન ચાહ્યું કરૂં તેબી તમારેથી દેખી નથી શખાતું ;"

"તારે ગમે તે કર," હું સારી સીખામન દેવા ગયો ત્યારે તેને લાગ્યું કે હું દેખી શકતો નથી એમ જોઇ હું કંટાળી બોલ્યો. ''ગમે તો રસ્તે ચાલતાને આએજ વખત બધું નાણું આપી દે તોબી હવે તો હું વચમાં નહીં બોલશ. યાદ રાખજે મેહરી, આખર પસ્તાશે. આજે મારૂં બોલવું કડવું લાગેચ પણ પાછળથી યાદ કરતી જશે ને રડતી જશે."

"વારૂ-વારૂં. રડશું ત્યારે તમે પટાવા આવજો !" તેણીએ ટકોર કરી અને હું ચાલી ગયો. "રડતી જશે ને યાદ કરતી જશે" એ બોલ શું મને ભવિષે બોલાવ્યો હશે ?

* * * * * * * *

"અરે પોંચ-પોંચ વરષ થોઇ ગયાં તોપણ મુદલ રકમ તો નોમરી તો નોમરી પણ બ્યોજ પણ નો ભરયું ? ઓજને ઓજ મારા નાણા ભરી દે ન કર ઇસમાલકોજ કોરટમાંથી સમન કહડાઉં છું. હીંડો મુજો નાણો ફુકટનો આવો છે? દમડી ભરો નઇ ને સબર કર શબર કર સોબર કીતનો કરે."

આએ વાંચતાંજ વાંચનાર ચેતી જશે કે આએ બોલવું પેલા મખીચુસ પાનાચંદ મારવાડીનું હતું. એ ખુદા વાંચનારને કેહવાની જરૂર નથી કે માહરી અવીચારી બગડીનાં ભોગ મને નડતા હતા.

જે દિવસે માહરી મિસીસ સાથ પેલા રૂપીયા બદલ મને બોલવું થયું તે ૫૯.થી સાત વરશનો લાંમબો પટો વહી ગયો

હતો. એ અરસામાં બહુ જાણવા લાયક વાતો બની ગઇ. જમશેદ-મેહેરનો ભાઇ-જે બેરીસ્તર થવા સારૂ વેલાત ગયો હતો તે બીજેજ વરસે ફતેહ સાથ પસાર થયો હતો, અને મુંબઇ નહીં આવતાં વેલાતમાંજ તેણે પોતાનો ધંધો શુરૂ કીધો હતો. માહરી મેહેરને વારસામાં મલેલી દોલત બેજ વરસમાં તેણીએ પુરી કીધી હતી અને દીનપર દીન માહરી કમાઇમાંથી કામ આગળ ચાલતું હતું. મને ઘણીવાર તેણી સાથ સખત રીતે બોલવું થયું તેમાં બે વાર હમો બને ત્રણ ત્રણ મહીના સુધી એકમેક સાથ બોલ્યા નહીં તોપણ તેણીનો પડી આદત ગઇ નહીં જો એ વખતે તેનાં માત પીતા હૈયાત હતે-અગર ભાઇ મુંબઇમાં હતે ને તેની સાથ સારૂ હતે તો જરૂર તેણી માહરો આશરો છોડી જતે. હમો બંને માટી બૈયર અને ત્રણ ત્રણ છોકરાંઓ માત્ર પાંચ જણ છતાં ઘરનો ખરચ બીજાં ગરીબ ઘેરે સમાઇ શકે એટલો ઉડાઉ હતો. એ ઉડાઉપણાથી હું દીનપરદીન કરજમાં ડુબતો ચાલ્યો. મખીચુસ મારવાડીઓનું અણગમતું મોહડું જોવાની ફરજ્યાત ગરજ પડી અને કરજ કે જે આજ સુધી હું કેવું હોય તે જાણતો નહીં હતો તે-નાં ખાડામાં ગરક બન્યો.

સાત વરસોમાં એ ખાડો બહુ વધી ગયો. મુદલ રકમ અને તેનાં તે નાપાકોએ મોહડે માગ્યાં ચઢતાં લખાવી લીધેલાં વ્યાજના ચોડા બોલબોલતાં વધી ગયા અને રૂ. ૧૧) હજારનો આંકડો થયો. દરરોજનાં માગનારાઓના તકાદાથી હું બેજાર બન્યો. દાકતરપણાનાં ધંધામા તો પેટ પુરતુબી પેદા થઇ શકયું નહીં તો પછી માગનારાઓનું દેણું કયાંથીજ ભરૂં? અંતે તેઓએ ફરતીમેરથી એકપર એક ચડાઇ કરીને માહરી ઉપર

ારંટ કાહાડી એકાએક ઘેરપર ટાંચ લાવ્યા, અને તેનુ હરાજ કરવા ઉપરાંત રહેલાં કરજ માટે મને જેલમાં નંખાવ્યો,

હવેજ આએ એકાએક અને–પોતાના નાદાન મગજમાં–નહીં ધારેલી આફતથી માહરી ઓરતના ડોળા ઉઘડયા, હવેજ તેણીની અત્યાર સુધી સુન મારી ગયલી શુધ્ધી ઠેકાણે આવી અને હવેજ તેણીને માહરૂં કેહવું હઇએ અને હોઠે ચઢી આવ્યું.

માહરા સારા વખતમાં એકબી દોસ્તદાર સાથ માહરી બઇરીએ મને મીત્રાચારી રાખવા દીધી નહીં હતી, કેમકે તેઓ મારીજ માફક તેણીને નેક રાહ દેખાડતા જે તેણીને કડવી લાગતી હોવાથી તેમનું અપમાન કરતી હતી. હું જેલમાં પડયો અને પોતે ત્રણ બચ્ચાં સાથે જયારે આશરા વગરની થઇ પડી ત્યારે માહરા દોસ્તદારો પાસ આસરો માંગવા ગઇ, પણ તેઓએ એ વખતે સાફ ના પાડી, કેમકે એજ ઓરતે તેમને ઘણા અપમાન સાથ માહરી દોસ્તીમાંથી ખરતા કીધા હતા.

હવે તેણીનાં દુઃખનું પુછવું શું ?

પ્યારા વાંચનાર ! મને પોતાને જે નામોશી જગને દરમ્યાન લાગી તેનું જેટલું મને દુઃખ ઉપજ્યું નહીં તે કરતાં દસગણું દુઃખ મને માહરી મેહેર–જેણે પોતાની હુલડાઇથી પોતે દુઃખમાં પડવા સાથ મને પણ પાડયો હતો તેની–અને માહરાં ગુલાબ જેવાં ત્રણ બચ્ચાંઓની બુરી દુર દશા થઇ તેનું ઉપજ્યું. અરે ! જો તેણી ભલી બાયડી નીવડી હોત તો આજે હમારી સંસારી જીંદગી એક નવાજ તબકકામાં દીપી નીકળી હતે. અફસોસ !

જયારે તેણી હાડમાર થઇને દોસ્તદારોને તહીંથી પાછી ફરી ત્યારે નીચલા બોલો ઝારઝાર આંશુઓ સાથ તેણીના

મોહમાંથી બહાર પડતા હતાઃ—"ઓ માહરા ધન! મુંઇ હું મેહરની થતી. અરે! અરે હું શું જાણું કે એવી દુઃખ ભરેલી જીંદગીબી ભેગવવી પડસે કે જયારે આશરા માટે ઘેરેઘેર રખડવા ઉપરાંત માહરાં કુમલાં અને નીરદોશ બચ્ચાંનેટુકડા રોટલીનેબી ટવલશે. ઓ ધનજીશાહ! માહરા ધણી! હું શું જાણું કે હું આંધલી તમને એવાં દુઃખનું કા.ણ થઇ પડસ? અરે જો મારા ઘેલા સોખોમાં હું ઘેલી નહીં બનતે તો આજે માહરી, માહરા ધણીની અને માહરાં નીરદોષ બચ્ચાંઓની આએ બીખારી હાલત નહી થતે. ઓ પરવરદેગાર! હવે હું પાપી બંદી ઉપર મેહર કર અને આએ માહા સંકટમાંથી ઉગરવાનો રસ્તો બતાવ. અરેરે! હું શું જાણું કે એ બુરી બદીનું એવું દુઃખ ભર્યું સેવટ આવશે. જમશેદ! જમશેદ? માહરાં માએ જણ્યા ભાઈ! હું કમબખત બેહેને તુંનેબી માએ બાપનાં મરણ પછીથી તજયો, અને તેબી એજ ઘેલા શોખ માટે. અરે ખુદા! જો આજે તેની સાથ સારૂં હૈતે તો તે હમારો ભાઇ આએ સંકટમાંથી છુટકો નહીં કરતે?"

પ્યારા વાંચનાર! તેણીનો આએ પસ્તાવો શું થોડો હતો? અરે! તે એટલો મોડો થયો તેને બદલે આગલથીજ ખ્યાલ રૂપે થયો હતે તો આએ દુર્દશા નહી થતે. માહરી મેહેર એક ગરીબડી બુઢી વીધવા પારસણુને તહીં રૂ. ૨૦) નો મહીનો આપવાને કહી ત્રણે છોકરાંઓ સાથ જઇ રહી. એ વીધવા જેણી ગરીબ હતી તેણી સવાર સાંહાંજ તેણીને ખાનું પુરૂં પાડતી હતી, પેહલા મહીનાના પગારના રૂપીઆ આપવા માટે તેણીએ પોતાની એક સુંદર સાડી જે ૫૦) રૂપીએ લીધી હતી તે રૂ. ૨૦) માટે ગીરવી મુકીને ચલાવી લીધું.

બીજે મહીને નહાની બુચીના કાનમાં સુન્નાંની કડીઓ હતી તે તથા બીજું કાંઇ મલી જેમ તેમ ૩૨૦) પુરા કરી આપ્યા. પણ એમ કયાં સુધી ચાલે? હવે તો તેણી તદન અશકત થઇ અને જ્યારે પોતાનો કશોજ ઇલાજ નહીં જોયો ત્યારે પોતાના વીલાત સીધારેલા ભાઇ (જમશેદ) ઉપર લાચારીએ એક કાગજ નીચે મુજબ લખી કાહાડયો અને પોતાની આગલી નાદાન્યત ચાલ માટે બહુ મીનતજારી ભરી મારી ચાહીને એવી સંકટની વેલાએ પોતાને સહાય થવાની માંગણી કીધી:—

"**વાહલા જમશેદ.**"

આએ કાગજ જોતાંજ તું અચરત થશે, પણ જ્યારે માહરી દુઃખભરી કાહણીનું નચલું બ્યાન તું વાંચશે ત્યારેજ તને તેનો ખરો ખ્યાલ આવશે. માહરા ભાઇ, આપણાં વ્હાલાં માત-પીતાના મરણ પછીથી તેમની મીલકત સંબંધી મેં તારી સાથ બહુ અણઘટતો વાંધો ઉઠાવી નાહક તારી જુદાઇનો જખમી દાગ માહરાં સીર પર ખેંચી લીધો છે પણ તેથા હું આજે આએ સંકટમાં કેટલી અને કેવી દુઃખી છું તથા તે સંબંધી મને કેટલો દુઃખ ભરેલો પસ્તાવો થાય છે તેનો ખ્યાલ તને કદી આવશે નહીં. ભાઇ, મારી આગલી ચાલ માટે હું ખરાં જીગરથી પસ્તાઇને તારી દર ગુજરી ચાહું છું, અને આશા છે કે તે તું મોટાં દીલથી માફ કરશે. જમશેદ! માહરી આગલી હાલત અને આએ કાગલ લખતી વખતની હાલત ફેરવાઇને આસમાન ને જમીનમાં જેટલો ફરક પડયો છે. આગલ જે સુખી જીંદગી હું ભોગવતી હતી, તે આજે રહી નથી. માહરા ભલા ભરથારની નેક

સીખાંમણોને તુચ્છકારી કાઢી ફેશીનો ઉપરનાં માહરાં ઘેલાંપણાંમાંજ ચરી રહીને મેં માહરાં છતાં સુખમાં માહરે હાથે પથરો નાખ્યો છે. આપણા મરનાર પીતાથી મને વારસામાં મલેલી દોલત મેં ખરચી તો ખરચી પણ સામી મારા નેક ખાવંદની બાપીકી દોલત ખરચવા ઉપરાંત મોટી રકમના તેમને કરજદાર બનાવ્યા. એ કરજ છેલ્લાં પાંચ વરસમાં બહુ વધી ગીયું અને જે નાપાક મારવાડીઓને તહીં ખાડા ખોદેલા તેઓએ, હમોથી અદા નહીં કરી શકાવાથી ઇનસાફની દેવડીએ ચઢી માહરા સુખવાસી ઘેરપર ટાંચ કાહડી અને હરાજ કરાવા ઉપરાંત બાકી રહેલાં દેવાં માટે માહરા નેક ધણીને જેલમાં નંખાવ્યા છે. હાલમાં હું મારાં ત્રણે બચ્ચાં સહીત એક પારસી ગરીબ વીધવાને ત્યાં ૩૨૦)નો પગાર આપી ખાવાનું લેઉ છું. આજ ત્રણ મહીનાનો પગાર ચઢી ગયો છે. અને આઠ દસ દીવસમાં ચોથો મહીનો પુરો થશે કે જેમ થતાંજ તેણી ખાનું આપવાનું બંધ કરવાની ધમકી આપે છે. મારો આએ હેવાલ વાંચીને જો તારા દીલમાં મારે માટે, મારાં નીરદોશ બચ્ચાં માટે કે માહરા લાયક પણ કમનસીબ ધણી માટે જરાબી દયાનો ઝરો વેહતો હોય તો તુરત કોઇબી રીતે અમોને મદદ કરવી, માહરાં માએ જણ્યા ભાઇ, માહરા ધણીને તરા કીમતી આસરાની બહુ અગત છે અને જો તું નહીં મદદ કરશે તો ઓ ખુદા! આખર શું પરીણામ નીપજે તે લખવાની મારામાં તાકદ નથી.

લા૦ તારી દુઃખી અને કમનસીબ બેહેન,

મેહેર.

સારે નસિબે તેજ દિવસે ઇંગલંડનો "મેલ" ઉપડવાનો હતો તેમાં આએ કાગળ રવાના થયું. પણ તેનો જવાબ ફરી વલે એટલાં અહીં એક લેખે જો કે તેણીનાં હકમાં વધુ નુકશાન થયું તો પણ તેમાંથી તેણી એક ધડો શીખી. ઉપલાં કાગળમાં જણાવેલું છે કે "આઠ દસ દીવસમાં ચોથો મહીનો પુરો થશે કે જેમ થતાંજ તેણી ખાનું આપવાનું બંધ કરવાની ધમકી આપે છે." અને ખરેખર તેમજ થયું. ચોથો મહીને બેસતાંજ તેણીએ મેહેર અને તેના કમનસીબ બચ્ચાંઓને બીનકદરે ઘરમાંથી કાહાડયાં.

ગરીબ બીચારી મેહેર!

વાંચનાર! ખચીત આએ વખતને જેવો દુ:ખ ભરયો અને બારીક વખત કોયો હોય? છતે ધણીએ ગોથા એક ધણી વગરની રાંડીરાંડ ઘરોઘરથી હીનાતી ફરે તેમ તેણી આજે હીણાતી હતી. જયારે અપાર કાલાવાલા—મીનતજારી અને સમજાવટથી તેણી નહીંજ સમજી ત્યારે આખરે તેણીએ ચઢી ગયલાં નાણાં માટે વીસ દીવસની મુદત કરી બચ્ચાંઓ સાથ પોતાનો આસરો કોઈ બીજે ઠેકાણે શોધવા માટે તજવીજ કરવા માંડી.

અંતે એક પારસીને ત્યાં તેના એક બચ્ચાંને રમાડવા ઉપર તેણી ચાકરી રહી! અરે! શું જમાનો છે કે જે એકવાર બબે ત્રણ આયાઓ વાપરનારી તે પડતા વખતનાં પ્રતાપે એક આયા જેવી ચાકરડી બની બચ્ચાં રમાડવા રહી!!!

પણ હવે એ હાલત આઠ કે દશ દીવસથી વધુ ટકી શકી નહીં. નસીબનાં જુલમી દેવના આએ જુલમગારી ખુદરત શાંખી શકી નહી. તેણીનું પેલું કાગળ જમશેદને દરોબસ્ત

મલ્યું અને તે વાંચતા પોતાનો આગલો કેહેર તે તદન ભુલી ગયો.

ચાકરી રહ્યા પછી, સ્વપ્ના સમાન પોતાની ફેરવાઇ ગયલી હાલત ઉપર માહરી મેહેર એક દીવસે વિચારનાં વમળમા ચકચુર હતી એટલાં તેણીને એક કાગજ મલ્યું. તેણીએ ભારે હરખ વચ્ચે જોયું કે તે ઉપરનાં હરફ તેણીનાં ભાઇ જમશેદનાં હતા તે કાગળ તેણીએ ઉખલ્યું, તેમાં કાગળની એક નહાની કાપલી સાથ એક જાડુ કાગજ વીંટાલેલું હતું અને તે કાપલીમાં માત્ર નીચલા બોલો લખેલા હતાઃ—

"વ્હાલી બેહેન મેહેર, તારૂં કાગળ મલ્યું. તારાં દુઃખથી હું ખરેખર દુખી બન્યો છું. આએ કાગળમાં રૂ૧૦૦૦૦) દસ હજારનો ચેક મુંબઇ બેંક ઉપરનો એક બીડું છું તે લઇ તુરત તારા ભલા ભરથારનું દેવું ચુકવી છુટકો કરજે. હું આવતા મેલમાં તમો તરફ આઉં છું. હાલ એજ અરજ.

લા૦ તારો ભલું ઇછનાર ભાઇ,

જમશેદ."

આએ કાપલી વાંચતાંજ મેહેરની આંખમાં હરખના આંસુ આવ્યાં. તેણીને આશા નહીં હતી કે જે ભાઇ એકવાર તેણી સાથ જુદો પડેલો અને જેને તેણીએ નાહકમાં રૂશવા કીધેલો તે તેને એવી નાદર રકમથી મદદ કરશે. જયારે તેણીએ ધારવા કરતાં ઉલટુંજ જોયું ત્યારે તેના હરખનો સુમાર રહયો નહીં. તેણીએ લાગલી તે ચેક વટાવી સપર પેહલી માહરી મુલાકાત લીધી, અને જયારે મેં મારો છુટકો—કે જે થવાનો મને કદીબી ભરોશો નહીં હતો તે—મારી સામે જોયો ત્યારે મારી

છાતી ભરાઇ આવી. હું મારી મેહેરને ગલે વલગ્યો, અને અમે બંન્નેએ ડુસકે ડુસકે રડી અમારી ઉછલી આવેલી છાતી ખલાસ કીધી. એ પછી મેં માહરા સર્વ માંગનારાઓનું વ્યાજ સીકકે પતાવી દીધું અને હજારો હરખ વચ્ચે તે ભલા જમશેદને લાખ લાખ દુવા દેતો મેહેર સાથ ઘેરે આવ્યો. તુરત વેલા મેં એક ન્હાનું ઘર ભાડે લીધું, અને તેમાં ઉતરયા. માહરો સાલો જમશેદ થોડાજ દીવસમાં વીલાયતથી આવી લાગ્યો જે અમો સર્વને ભારી ઓંહોંશથી પોતાના બંગલામાં લઇ ગયો અને હમો પાછાં આગમચની માફક સુખી થયાં. માહરી મેહેર એટલી ઘડાઇ હતી કે "દુધથી દાજેલા" હોવાથી હવે તેણીંએ "છાસ ફુંકી ફુંકીને પીવા માંડી." પોતે તદન સાદી બનીગઇ. જરૂર પુરતોજ ખરચ કરતી, અને હું જેમ કહું તેમ–જેમ મારી મરજી હોય તેમ અને જેમ હું ચાહું તેમ–ચાલવા લાગી.

જયારે હું તેણીને કેહતો કે "મારા જીગર, હવે બહુ સંભાલથી ચાલજે, અને તું—હજી તો હું આગલ બોલું તેટલાંજ તેણી બોલી ઉઠી:—ઓ માહરા ધન ! હવે તો બસ બોલોજ ના. હું પુરતી રીતે ઘડાઇ ચુકી છું, પુરતી રીતે જાણી અને જોઇ ચુકી છું તથા સાથે લાગું ભોગવી પણ ચુકી છું ! હવે હું માહરો જીવ જશે તોબી તમારા સખુનની બહાર નથી. માહરા ધન ! માહરા ભલા ભરથાર ! હું તમો જેમ કહો તેમ ચાલવાને તમારી તાબેદાર છું !"

અને હવે બાકી શું રહયું ? માહરી મેહરે આ કબુલાત દીલોજાનથી પાલી, તેમજ ચાલી અને હાલી હું ખુશાલીના ગારમાં ગાલી કહાડેલો તેજાબ જેવો ખીલેલો ફરૂં હરૂં છું.

મેં મારો ધંધો પાછો શરૂ કીધો. મને તેમાં પાછો જશ મળ્યો અને એ દુખ ભરેલી આફતને બીજાં દસ વરસ વીત્યા પછી આજે હું મારા સાળાના દસ હજાર રૂપીયા ફેડી નાખવા ઉપરાંત પાંચ પૈસે સુખી છું, સુખમાં છું અને ચાહાવું ખુદાનું સદા સુખી રહીશ. એ સઉ કોણના પ્રતાપથી? માહરી મેહેરનાં-માહરી સુધરી ગયલી મેહેરનાં હવે તે ઘડાઈ છે, હવે તેણી સુધરી છે, ખાલી ફેશીનો ભુલી ગઇ છે, ખરી સંસારી રાહપર આવી છે અને તેથીજ હું ખરો સુખી બન્યો છું. જ્યાં ત્રણ આયા વગર ચાલતું નહીં હતું ત્યાં માત્ર એકથી ચલાવે છે. વલી એ અરસામાં તેણી ત્રણ બચ્ચાંની માય થઇ જેમને તેણીએ પોતે ધવાડયાં છે, અને હાલમાં દરેક સંસારી કામો તેણીની શામે લગીરી વગર થતું નથી. જ્યારે હું તેણીને રમુજમાં કેહતો કે, "જો દીઅર, પેલા જમશુ જાંગલાની જીજુએ કારમણ મખમલની તોપી પેહરીચ, તું બી પેહેર, ત્યારે તેણી હસીને બોલતી, "નહીં! માહરા ધન, હવે હું પારકી હવેલી જોઇ મારી ગરીબ ઝુંપડી તુંટી પડે" "એવું કરવાની નથી. એથી દસ ઘણું તેણી પેહરે તેમાં આપણને શું છે? તમો મારે માથે મારૂં છતર અને મારાં બચ્ચાં સુખી છે, એટલે મને દુનીયાંનું સુખ છે."

